શ્રીરવીન્દ્રનાથ કૃત

# પંચભૂત

અનુવાદક

નગીનદાસ પારેખ



કમલ પ્રકાશન મંદિર

અમદાવાદ

શ્રીરવીન્દ્રનાથ ૯

# પંચભૂત

અનુવાદક
નગીનદાસ પારેખ



કમલ પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રકાશક
ગોવિંદરાવ ભાગવત
કમલ પ્રકાશન મંદિર,
કોચરબનો પહેલો ઢાળ,
એલિસબ્રિજ, અમદાવાદ-૬



કિંમત
અઢી રૂપિયા

પ્રાપ્તિસ્થાન
જીવન સાહિત્ય મંદિર

ગાંધીરોડ,
અમદાવાદ.

૪૦૪, કાલબાદેવી રોડ,
મુંબઇ. ૨.

ડિસેંબર, ૧૯૪૭

મુદ્રક
ગોવિંદલાલ મોહનલાલ જાની
કોશા પ્રિન્ટરી, રતનપોળ,
અમદાવાદ

# ઉપોદ્‌ઘાત

શાસ્ત્રો કહે છે કે પરમાત્માને એક વાર એકલાં અણગમો થઈ આવ્યો. તેમણે સંકલ્પ કર્યો કે હું એકલો છું તેમાંથી બહુ થાઉં. અને એ રીતે આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને પણ કંઈ અણગમો થયો હશે કે કેમ!— તેમણે પણ સૃષ્ટિ પેદા કરી. બ્રહ્માની પેઠે જ તેમણે પણ પાંચ ભૂતમાંથી પાંચ વ્યક્તિઓ સર્જી, તેમાં ત્રણ પુરુષો, અને જોકે તેમને કોઈની સાથે કોઈ ને પરણાવવાં નહોતાં, પ્રેમ કરાવવો નહોતો, પણ મંડળીમાં રસનો જમાવટ કરવા, ત્રણ પુરુષો ઉપરાંત બે સ્ત્રીઓ પણ સરજી. પૃથ્વીમાંથી ક્ષિતિ પુરુષ, અપ એટલે પાણીમાંથી સ્રોતસ્વિની, અગ્નિમાંથી દીપ્તિ (પણ સ્ત્રી), વાયુમાંથી સમીર, અને વ્યોમ. બ્રહ્મા જેમ પોતાની સૃષ્ટિમાંથી અલગ રહે છે, અદૃશ્ય રહે છે, તેમ ન કરતાં, તેઓ પોતે સૃષ્ટિમાં ભૂતનાથ તરીકે હાજર રહ્યા, એટલું જ નહિ, એ સૃષ્ટિના વ્યાસ બન્યા — જોકે આધુનિક જમાનાના વ્યાસ એટલે ડાયરી રાખનારા બન્યા. પણ એમણે કોઈ યુદ્ધની કે એવી ડાયરી રાખી નથી, પણ ચર્ચાની ડાયરી રાખી છે. આ પંચભૂતોએ અને ભૂતનાથે ચર્ચા વિના બીજું કશું કર્યું નથી.

અને આ ચર્ચા કોઈ પ્રશ્નનું તત્ત્વ કાઢવા માટે કે પ્રશ્નનો ઉકેલ કરવા માટે, કે બધાએ એકમત થઈ કોઈ ઠરાવ કરવાને માટે નથી. કાવ્યને માટે કાવ્ય, કે કલાને માટે કલા એ સાચું હોય કે ખોટું હોય, પણ આ ચર્ચા તો ચર્ચાને માટે જ છે એમાં શંકા નથી. કવિ કહે છે કે અમે તો જ્ઞાનસમુદ્રમાંથી તત્ત્વનાં રત્નો લાવવા પ્રયત્ન કરતા નથી, માત્ર સમુદ્રકાંઠે રેતીનાં ઘર કરીએ છીએ! ઘર રહેવાં હોય તો રહે, પણ એટલી વાર

જ્ઞાનસમુદ્રની ખુલ્લી આરોગ્યાવહ હવા ખાવા મળે એ જ લાભ. અને એ લાભ સૌને આપવા કવિ ડાયરી લખે છે. કવિ કહે છે કે આ અમારી કાંઈ અમુક સંખ્યાની નિયુક્ત કરેલી સમિતિ નથી કે બહારના માણસ ન આપી શકે. આ તો ઉત્સવ છે. તેમાં સર્વને માટે સ્થાન છે. અને આ ઉત્સવમાંથી ગુજરાતીઓ રહી ન જાય માટે શ્રી નગીનદાસે પંચભૂતનો ગુજરાતી અનુવાદ કર્યો છે.

ભગવાન ભૂતનાથે પાંચ ભૂતોમાંથી પાંચ વ્યક્તિઓ સર્જી, પણ પોતે કવિ મટયા નથી. કવિની સૃષ્ટિ વિધાતાની સૃષ્ટિથી, સ્વતંત્ર હોય છે એમ, એમનાં પાત્રો તેમના મૂળ મહાભૂતના ધર્મોથી જકડાઈ ગયેલાં નથી, માત્ર એ મૂળ મહાભૂતોના અને ધર્મોના વૈવિધ્યથી ચર્ચા વધારે રસમય બને છે. અને કવિ મહાભૂતોના ધર્મથી બંધાતા નથી એટલું જ નહિ, એ પાંચ વ્યક્તિઓએ ચર્ચામાં ખરેખર કથેલી ઉક્તિઓથી પણ બંધાયા નથી. સ્રોતસ્વિની પોતે ફરિયાદ કરે છે કે આવું તો મેં કદી કહેલું નહોતું, ત્યારે કવિ કહે છે, તેમાં શું થઈ ગયું? અને પોતે અમલ કરેલી સ્વતંત્રતાનું સમર્થન કરે છે. કેવી રીતે તે હું નહિ કહું.

કારણ, શેની ચર્ચા થઈ છે, કયા કયા પ્રશ્નો ચર્ચામાં આવ્યા છે એ ન કહું એમાં જ વિષયનો ખરો ઉપોદ્ઘાત થાય છે. તાર્કિકોની એક જૂની દલીલ છે: તમે જેની ગણના કરવા ધારો છો, તે મૂળમાં છે કે નથી? જો છે તો ગણના કરવી એ પુનરુક્તિ દોષ છે. જો નથી, તો નથી એનો ઉલ્લેખ કરવો એ ભૂલ છે. અલબત અહીં પણ ક્યાંક ક્યાંક પ્રકરણોને મથાળે ચર્ચાનો વિષય છે. અને જોકે પ્રાંજલતા, સીધાપણું – સરલતા, એ એક વિષય છે, પણ દલીલ ક્યાંઈ સીધી ચાલતી

નથી. ચર્ચાનું ચક્ર ફરતું ફરતું ક્યાંઈ ને ક્યાંક જતું અટકે છે અને ક્યાંક ભટકાઈ ને બૂમરેંગની પેઠે ઊલટી જ દિશામાં પાછું ફરવા માંડે છે અને વિષયનું નામ કહું તો છેવટનો સિદ્ધાંત કહેવો પડે, અને અનેક મતોમાંથી મને કયો માન્ય છે, કયો નથી એ કહેવું પડે. હવે જ્યાં આ ભૂતો અને ભૂતનાથ પણ અનેક વિરુદ્ધ અભિપ્રાયો આપે છે, પણ ક્યાંઈ લડતા નથી, કોઈને ખોટા કહેતા નથી, ત્યાં હું કેવી રીતે કહી શકું ? અને એનું ફળ શું ? દાખલા તરીકે એક જગાએ, સંગીતનો પહેલો સ્વર ગધેડામાંથી આવ્યો છે એવી માન્યતા અશાસ્ત્રીય દૃષ્ટાન્ત તરીકે કોઈએ મૂકેલી છે. હવે સંગીતનો પહેલો સ્વર સા – ષડ્જ — એ તો મયૂરની કેકામાંથી આવ્યો છે, એમ કહેવાય છે, અને તેના સમર્થનમાં કાલિદાસની પંક્તિ પણ ટાંકી શકાય, પણ એથી પણ છેવટે ફાયદો શો ? સા મયૂરની કેકામાંથી આવ્યો છે એમ હું પણ માનતો નથી, તો પછી ખોટી જ વાત કહેવી છે તે મોરથી કહે કે ગર્દભથી કહે તેમાં ફેર શો પડી ગયો ? અને આપણા આવડા મોટા દેશમાં ક્યાંક મોર તો ક્યાંક ગર્દભ પણ હોઈ શકે એ પણ સમજવા જેવું છે. ઊલટું ચર્ચાના મૂળ વિષયને ઉપકારક છે !

એટલે મારે કશું કહેવાનું નથી. તથાપિ આટલું કહું છું:—

તે આ પુરાણ ભૂતોનું ભૂતનાથે દિને દિને
લખેલું મંગભાષામાં, શુચિ જ્ઞાન વિનોદનો
અભાવ જગમાં પેખી, નગીનદાસ મહાશયે
ગિરા ગુર્જરીમાં આણી, સુખાસ્વાદ્ય સુખાસદ
કર્યું તે સર્વ ભૂતોની ભૂતિ માટે સદા હજો.

રામનારાયણ વિ. પાઠક

# અનુવાદકનું નિવેદન

' પંચભૂત 'ના લેખો મૂળ ૧૮૯૨થી ૧૮૯૬ ના ગાળામાં ' સાધના 'માં પ્રસિદ્ધ થયા હતા. ત્યાર પછી ૧૮૯૭માં થોડા ફેરફાર સાથે પુસ્તકરૂપે પ્રગટ થયા હતા. આ અનુવાદ ' વિચિત્ર પ્રબંધ'માંના પાઠ ઉપરથી કરેલો છે. એમાં મેં બે નોંધો ઉમેરી છે. એક પૃ. ૧૬૯ ઉપર અને બીજી પૃ. ૧૭૫ ઉપરની પુસ્તકને અંતે આપી છે.

## અનુક્રમણિકા

પ્રિય ભાઈશ્રી ઉમાશંકર જોષીને

સૌંદર્ય-સૃષ્ટિ-રસ-ભોગમાં તેં
ભાગી બનીને દ્વિગુણ્યો જ મોદને.

# અનુવાદકનાં પુસ્તકો

૧. વામા [ વિવિધ ] ૧૯૨૮

૨. કાવ્યપરિચય ભા. ૧-૨ [શ્રી. રા. વિ. પાઠક સાથે] ૧૯૨૯

૩. પરિણીતા [ શ્રી. શરચ્ચંદ્ર ] ૧૯૩૧

૪. ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર [શ્રી. જેઠાલાલ ગાંધી સાથે] ૧૯૩૧

૫. વિસર્જન [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૩૨

૬. પૂજારિણી અને ડાકઘર [શ્રી. રવીન્દ્રનાથ] ૧૯૩૨

૭. પલ્લીસમાજ [ શ્રી. શરચ્ચંદ્ર ] ૧૯૩૩

૮. ચંદ્રનાથ [ શ્રી. શરચ્ચંદ્ર ] ૧૯૩૩

૯. સ્વદેશી સમાજ [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૩૪

૧૦. સાબરમતી [ સંપાદન ] ૧૯૩૪

૧૧. ઘરે બાહિરે [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૩૫

૧૨. ચતુરંગ અને બે બહેનો [ શ્રી રવીન્દ્રનાથ] ૧૯૩૬

૧૩. સત્તાવન [ પંડિત સુંદરલાલ ] ૧૯૩૮

૧૪. નૌકા ડૂબી [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૩૮

૧૫. ઉપેન્દ્રની આત્મકથા ૧૯૩૯

૧૬. કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ [શ્રી. રાધાકૃષ્ણન] ૧૯૩૯

૧૭. ગીતાંજલિ અને બીજાં કાવ્યો [શ્રી. રવીન્દ્રનાથ] ૧૯૪૨

૧૮. તીર્થસલિલ [ શ્રી. દિલીપકુમાર રાય ] ૧૯૪૨

૧૯. નિઃસંતાન [ વિવિધ ] ૧૯૪૨

૨૦. પૂર્વ અને પશ્ચિમ [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૪૨

૨૧. વિશ્વપરિચય [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૪૪

૨૨. કાવ્ય વિચાર [શ્રી. સુરેન્દ્રનાથ દાસગુપ્ત] ૧૯૪૪

૨૩. ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ [ શ્રી કુમારપ્પા ] ૧૯૪૫

૨૪. હિંદુસ્તાની વ્યાકરણપ્રવેશ ૧૯૪૭

૨૫. લક્ષ્મીની પરીક્ષા [ શ્રી રવીન્દ્રનાથ ] ૧૯૪૭

૨૬. સાત ચરિત્રો ૧૯૪૭

૨૭. પંચભૂત [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૪૭

૨૮. સતી [ શ્રી. રવીન્દ્રનાથ ] ૧૯૪૭

૧

# પરિચય

લખવાની સગવડને ખાતર મારા પાંચ સોબતીઓને પંચભૂત એવું નામ આપું છું — ક્ષિતિ, અપ, તેજ, મરુત, અને વ્યોમ.

કોઈ તૈયાર નામ આપવા જઈએ એટલે માણસને બદલવો પડે છે. તલવારને જેમ મ્યાન બંધબેસતું આવી રહે છે, તેવું બંધબેસતું નામ માણસને માટે ભાષામાં મળવું અસંભવિત છે. ખાસ કરીને બરાબર પાંચ ભૂતની સાથે પાંચ માણસો સંપૂર્ણપણે મળતા શી રીતે આવે ?

હું બરાબર મળતા કરવા માગતો પણ નથી. હું કંઈ અદાલતમાં નથી ખડો થતો. માત્ર વાચકોની સભામાં લેખકના આટલા એક ધર્મના સોગંદ છે કે, હું સત્ય બોલીશ. પણ તે સત્ય ઉપજાવી કાઢીને બોલીશ.

હવે પંચભૂતનો પરિચય આપું.

શ્રીયુત ક્ષિતિ અમારા બધામાં સૌથી ભારે છે. ઘણીખરી બાબતોમાં તેમના મત અચળ અને અટળ હોય છે. તેઓ જેને પ્રત્યક્ષરૂપે કોઈ દૃઢ આકારમાં પામી શકે છે, અને જરૂર પડતાં કામમાં લઈ શકે છે, તેને જ તેઓ સત્ય માને છે. તેઓ કહે છે કે જે બધું જ્ઞાન આવશ્યક છે, તેનો જ ભાર ઉપાડવો મુશ્કેલ થઈ પડે છે. બોજો ઉત્તરોત્તર ભારે અને શિક્ષણ ઉત્તરોત્તર મુશ્કેલ થતું જાય છે. પ્રાચીન કાળમાં જ્યારે જ્ઞાનવિજ્ઞાનના આટલા ખડકલા ખડકાયા નહોતા, માણસે અવશ્ય શીખવા જ પડે એવા વિષયો જ્યારે બહુ થોડા હતા, ત્યારે કોઈ શોખના વિષયનો અભ્યાસ કરવાની ફુરસદ રહેતી હતી. પણ હવે કંઈ એવી ફુરસદ રહેતી નથી. નાના બાળકને કેવળ ભાતભાતના પોશાક અને ઘરેણાંએ મઢી કાઢીએ તો તેમાં કંઈ નુકસાન નથી, કારણ, તેને ખાવાપીવા સિવાય બીજું કશું કામ હોતું નથી. પણ તેથી કંઈ જેને કરવા-કારવવાનું, હાલવાચાલવાનું, હરવાફરવાનું હોય છે એવા પ્રૌઢ માણસના પગમાં ઝાંઝર, હાથમાં કંકણ અને શિખામાં મોરપીંછ સજાવીએ તે કેમ ચાલે? તેણે તો કેવળ કછોટો અને ફાળિયું બાંધીને ઉતાવળે પગે આગળ ધપવાનું હોય છે. એથી કરીને સભ્યતા-માંથી દહાડે દિવસે અલંકાર ખરતા જાય છે. ઉન્નતિનો અર્થ જ એ કે ક્રમે ક્રમે આવશ્યકનો સંચય અને

અનાવશ્યકનો ત્યાગ.

શ્રીમતી અપ (એમને આપણે સ્રોતસ્વિની કહીશું) ક્ષિતિની આ દલીલનો કશો રીતસરનો જવાબ આપી શકતાં નથી. તેઓ કેવળ મધુર કલકલ નાદે ફરી ફરીને એટલું જ કહ્યા કરે છે કે ના, ના, એ વાત કદી સાચી હોય નહિ, એ મારા મનમાં બેસતી નથી. એ કદી સંપૂર્ણ સત્ય હોઈ શકે નહિ. તે કેવળ વારંવાર "ના, ના, નહિ, નહિ" એટલું જ કહ્યા કરે છે. તેની પાસે બીજી કોઈ દલીલ જ નથી, માત્ર "ના, ના, નહિ, નહિ." મને અનાવશ્યક ગમે છે, એટલે અનાવશ્યક પણ આવશ્યક છે અનાવશ્યક આપણા બીજા કશા કામમાં આવતું નથી, કેવળ આપણા સ્નેહને, આપણા પ્રેમને, આપણી કરુણાને, આપણી સ્વાર્થત્યાગની સ્પૃહાને ઉત્તેજિત કરે છે. પૃથ્વીમાં એ પ્રેમની શું આવશ્યકતા નથી? શ્રીમતી સ્રોતસ્વિનીના આ અનુનય–પ્રવાહથી શ્રીયુત ક્ષિતિ લગભગ પીગળી જાય છે, પરંતુ કોઈ પણ દલીલ દ્વારા તેમને ક્યાં હરાવી શકાય એમ છે?

શ્રીમતી તેજ (એમને દીપ્તિ નામ આપીશું) એકદમ નાગી તલવારની જેમ ઝબૂકી ઊઠે છે અને ધારદાર સુંદર સ્વરે ક્ષિતિને કહે છે, છટ્, તમે લોકો એમ માનો છો કે દુનિયામાં કામ કેવળ તમે એકલા જ કરો છો! તમારા કામમાં આવશ્યક નથી હોતું એમ

કહીને જેને તમે કાપી નાખવા માંગો છો, તે અમારા કામમાં આવશ્યક હોય એમ ન બને? તમારા આચાર-વ્યવહાર, વાતચીત, માન્યતા, શિક્ષણ અને શરીર ઉપરથી અલંકાર નામે તમે ફેંકી દેવા માગો છો, કારણ, સભ્યતાની ધક્કાધક્કીમાં સ્થળ અને સમયની ભારે તંગી પેદા થઈ છે. પરંતુ અમારું જે ચિરંતન કાર્ય છે તે, આ અલંકારો જો ફેંકી દઈએ તો એક પ્રકારના બંધન જેવું થઈ પડે છે. અમારે કેટકેટલી ઝીણી ઝીણી વસ્તુઓ, કેટકેટલી વિવિધ સામગ્રી, કેટકેટલી મિષ્ટતા, કેટકેટલી શિષ્ટતા, કેટકેટલી વાતો, કેટકેટલી કહાણીઓ, કેટકેટલા ભાવો, કેટકેટલી ભંગીઓ, કેટકેટલો સમય ભેગો કરીને પછી આ પૃથ્વીનું ગૃહકાર્ય ચલાવવાનું હોય છે! અમે મિષ્ટતાપૂર્વક હસીએ છીએ, વિનયપૂર્વક બોલીએ છીએ, લજ્જા-પૂર્વક કામ કરીએ છીએ, લાંબો સમય યત્ન કરીને જ્યાં જે પહેરવાથી શોભે એમ હોય ત્યાં તે પહેરીએ છીએ, એટલા માટે જ તમારી માતા તરીકેનાં કામો, તમારી સ્ત્રી તરીકેનાં કામો આટલી સફેલાઈથી કરી શકીએ છીએ. જો સાચેસાચ જ અતિ આવશ્યક એવાં જ્ઞાનવિજ્ઞાન સિવાયની બીજી બધી જ વસ્તુઓ સભ્યતાની મારી દૂર થઈ જાય તો અનાથ બાળકોની અને પુરુષોના જેવી આટલી બધી અસહાય અને બેવકૂફ જાતની શી દશા થાય, તે એક વાર જોવાનું

મને મન છે !

શ્રીયુત વાયુ (એમને સમીર કહીશું)એ પહેલાં તો એક વાર હસવામાં બધું ઉડાવી દીધું. તેમણે કહ્યું, ક્ષિતિની વાત છોડી દો; જરા પાછળ હઠીને, બાજુએ ફરીને, હાલીચાલીને કોઈ સત્યનું જુદી જુદી બાજુએથી નિરીક્ષણ કરવા જતાં જ તેના ચલનશક્તિહીન માનસિક રાજ્યમાં એવો એક ધરતીકંપ પેદા થાય છે કે, બિચારાના મહામહેનતે ઊભા કરેલા પાકા મતોમાંના કેટલાકમાં તડ પડી જાય છે, તો કેટલાક ભોંયભેગા થઈ જાય છે. એટલે સ્વાભાવિક રીતે જ એ એમ કહે છે કે દેવતાથી માંડીને કીટપતંગ સુધીનું બધું જ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલું છે; કારણ પૃથ્વીની બહાર બીજું કંઈ છે એવું માનવા જાય તો વળી પાછું પૃથ્વીથી ખસીને દૂર જવું પડે.

શ્રીયુત વ્યોમ થોડી વાર આંખ મીંચીને બોલ્યા — તમે જો ખરેખર માણસની વાત કહેતા હો તો જે અનાવશ્યક છે તે જ તેને માટે સૌથી વધુ આવશ્યક છે. જે કોઈ વસ્તુથી સગવડ થાય, કામ ચાલે, પેટ ભરાય તેની માણસ રોજરોજ ઘૃણા કરે છે. એટલા માટે ભારતના ઋષિઓએ ભૂખતરસ, ટાઢતડકો એ બધાંને બિલકુલ ઉડાવી દઈને મનુષ્યત્વની સ્વાધીનતાની ઘોષણા કરી હતી. બહારની કોઈ પણ વસ્તુની અનિવાર્ય આવશ્યકતા છે એમ સ્વીકારવું એ જ

જીવાત્માને માટે અપમાનજનક છે. આવશ્યકને જ જો માનવસભ્યતાના સિંહાસન ઉપર રાજા કરીને બેસાડવામાં આવે અને તેની ઉપર જો બીજા કોઈ સમ્રાટને સ્વીકારવામાં ન આવે, તો તે સભ્યતાને શ્રેષ્ઠ સભ્યતા કહી ન શકાય.

વ્યોમ જે બોલે છે, તે કોઈ ધ્યાન દઈને સાંભળતું નથી. રખેને તેના મનને આઘાત લાગે એ આશંકાથી સ્રોતસ્વિની જોકે તેની વાત ધ્યાન દઈને સાંભળે છે, તોપણ મનમાં મનમાં તેને બિચારો પાગલ ગણીને ખાસ દયા ખાય છે. પણ દીપ્તિ તેને વેઠી શકતી નથી. અધીરી થઈ જઈને તે વચમાં બોલવા તૈયાર થઈ જાય છે. તેની વાત પોતાને બરાબર સમજાતી નથી તેથી તેના ઉપર દીપ્તિને જાણે એક પ્રકારનો આંતરિક દ્વેષ છે.

પરંતુ વ્યોમની વાત હું કદી છેક ઉડાવી દેતો નથી. મેં તેને કહ્યું, ઋષિઓએ કઠોર સાધના દ્વારા પોતપોતાને માટે જે કર્યું હતું, તે જ વિજ્ઞાન આમજનતાને માટે કરી આપવા ઇચ્છે છે. ભૂખતરસ, ટાઢતડકો અને જડ તરફથી માણસ ઉપર જે સેંકડો અત્યાચારો થાય છે, તેને જ વિજ્ઞાન દૂર કરવા માગે છે. જડની આગળથી નાસી જઈને તપોવનમાં મનુષ્યત્વની મુક્તિની સાધના કરવાને બદલે જડને જ ગુલામ બનાવી કોટડીમાં પોષીને રાખીએ, અને માણસનો જ આ

પ્રકૃતિના પ્રાસાદમાં રાજારૂપે અભિષેક કરીએ, તો પછી માણસને શરમાવા જેવું રહેતું નથી. આથી કરીને કાયમને માટે જડના બંધનમાંથી મુક્ત થઈને સ્વાધીન આધ્યાત્મિક સભ્યતાએ પહોંચવું હોય તો વચમાં એક લાંબી વૈજ્ઞાનિક સાધનામાં થઈને પસાર થયા વગર છૂટકો નથી.

ક્ષિતિ જેમ પોતાના વિરોધી પક્ષની કોઈ પણ દલીલનું ખંડન કરવા બેસવું એને બિલકુલ બિનજરૂરી માને છે, તેમ જ અમારા વ્યોમ પણ એક વાત કરીને મૂંગા રહે છે, ત્યાર પછી બીજા ગમે તે બોલે તેનાથી તેમના ગાંભીર્યમાં વિક્ષેપ પડતો નથી. મારી વાત પણ તેમને સ્પર્શી શકી નહિ. ક્ષિતિ જ્યાં હતો ત્યાં જ અટલ રહ્યો અને વ્યોમ પણ પોતાની ભારોભારો દાઢી-મૂછ અને ગંભીરતામાં સમાધિસ્થ થઈને બેસી રહ્યા.

હું અને મારો પંચભૂતોનો સંઘ આવો છે. એમાંથી શ્રીમતી દીપ્તિએ એક દિવસ સવારમાં મને કહ્યું, “તમે તમારી ડાયરી કેમ નથી રાખતા ?”

સ્ત્રીઓના મગજમાં જાતજાતના વહેમો હોય છે. તેમાં શ્રીમતી દીપ્તિના મગજમાં એક એવો વહેમ હતો કે હું કંઈ છેક નાખી દેવા જેવો માણસ નથી; કહેવાની જરૂર નથી કે આ વહેમ દૂર કરવાને મેં ઝાઝો પ્રયત્ન કર્યો નથી.

સમીરે ઉદાર ચંચળ ભાવે મારી પીઠ ઉપર ધબ્બો

લગાવીને કહ્યું, "લખ ને અલ્યા!" ક્ષિતિ અને વ્યોમ મૂંગા રહ્યા.

મેં કહ્યું, ડાયરી લખવામાં એક મોટો દોષ છે.

દીપ્તિ અધીરી થઈને એકદમ બોલી ઊઠી, તે ભલે રહ્યો, તમે તમારે લખો!

સ્રોતસ્વિનીએ મૃદુ સ્વરે કહ્યું, શો દોષ, કહો તો ખરા!

મેં કહ્યું—ડાયરી એક પ્રકારનું કૃત્રિમ જીવન છે. પરંતુ જે ઘડીએ એને રચીને ખડું કરવામાં આવે છે તે જ ઘડીએ તે આપણાં સાચાં જીવન ઉપર થોડે અંશે આધિપત્ય જમાવ્યા વગર રહેતું નથી. અંતરમાં એક વ્યક્તિ રોજરોજ સંસાર ઉપર જાતજાતના વિચારો, જાતજાતનાં કાર્યો ચણી ચણીને એક અણશોધાયલા નિયમ અનુસાર જીવનને ઘડતી જાય છે. સાથોસાથ ડાયરી લખવા જઈએ તો બીજો એક માણસ સરજીને બીજું એક જીવન ખડું કર્યા બરોબર થાય.

ક્ષિતિએ હસીને કહ્યું, ડાયરીને તમે શાથી બીજું જીવન કહો છો, એ હજી હું સમજી શકતો નથી.

મેં કહ્યું, મારું કહેવું એમ છે કે જીવન એક દિશામાં એક રસ્તો આંકતું ચાલ્યું જાય છે. તમે જો બરાબર તેની જોડાજોડ કલમ હાથમાં લઈને તેને મળતી બીજી એક રેખા* દોરતા જાઓ, તો ધીમે ધીમે એવી સ્થિતિ ઊભી થવાનો સંભવ છે કે, તમારી

કલમ તમારા જીવન અનુસાર રેખા દોરતી જાય છે કે તમારું જીવન તમારી કલમની રેખા પ્રમાણે ચાલે છે, તે સમજવું મુશ્કેલ થઈ પડશે. જીવનની ગતિ સ્વભાવથી જ રહસ્યમય હોય છે, તેમાં અનેક વિ-સંગતિ, પરસ્પર વિરોધ અને પૂર્વાપર અસંબદ્ધતા રહેલી હોય છે. પરંતુ, કલમ સ્વાભાવિક રીતે જ એક સુનિર્દિષ્ટ માર્ગનું અવલંબન કરવા માગે છે. તે બધા વિરોધોનું સમાધાન કરીને, બધા અમેળને ભૂંસી નાખીને, કેવળ એક પ્રકારની સામાન્ય જાડી રેખા દોરી શકે છે. તે કોઈ ઘટનાને જોતાં તેનો યુક્તિસંગત નિર્ણય કર્યા વગર રહી શકતી નથી. એટલે સ્વાભાવિક રીતે જ તેની રેખા તેના પોતાના ઘડેલા સિદ્ધાંતો તરફ આગળ વધતી રહે છે, અને જીવનને પણ પોતાની સાથે ખેંચીને પોતાનું અનુચર કરવા માગે છે.

વાત સારી રીતે સમજાવવાની મારી ઇંતેજારી જોઈને સ્રોતસ્વિનીએ દયાર્દ્ર ચિત્તે કહ્યું, સમજી તમે શું કહેવા માગો છો તે. સ્વાભાવિક રીતે આપણો જીવાત્મા પોતાના અત્યંત ગુપ્ત કારખાનામાં બેસીને કોઈ અપૂર્વ નિયમ અનુસાર આપણું જીવન ઘડે છે, પરંતુ ડાયરી લખવા જતાં બે વ્યક્તિઓ ઉપર જીવન ઘડવાનો ભાર નંખાય છે. કેટલેક અંશે જીવન અનુસાર ડાયરી ચાલે છે અને કેટલેક અંશે ડાયરી અનુસાર જીવન ચાલે છે.

સ્રોતસ્વિની એવી તો સહિષ્ણુતાપૂર્વક મૂંગે મોઢે ધ્યાન દઈ ને બધી વાત સાંભળ્યા કરે છે કે, તે મારી વાત બહુ પ્રયત્નપૂર્વક સમજવા મથી રહી છે એમ લાગે — પછી અચાનક ખબર પડે છે કે તે ક્યારની મારી વાત સમજી ગઈ હોય છે.

મેં કહ્યું, એમ જ છે.

દીપ્તિએ કહ્યું — એમાં નુકસાન શું ?

આના જવાબમાં મારે ઘણી વસ્તુઓ કહેવાની હતી, પણ મેં જોયું કે સ્રોતસ્વિની કંઈક કહું ન કહું કરતી હતી, એવામાં હું જો મારું ભાષણ શરૂ કરી દઉં તો તે તરત જ પોતાની વાત કહેવાનું છોડી દેશે. હું મૂંગો રહ્યો. થોડી વાર પછી તે બોલી, કોણ જાણે કેમ, પણ મને એમ લાગે છે કે, રોજ રોજ આપણને જે અનુભવ થાય છે તે લખવા જતાં તેનું યથાર્થ પ્રમાણ સચવાતું નથી. આપણાં અનેક સુખદુઃખ, અનેક રાગદ્વેષ એકાએક સામાન્ય કારણે મોટાં થઈને દેખા દે છે. કદાચ જે વસ્તુ આપણે અનાયાસે સહન કરી હોય છે, તે એક દિવસ એકાએક અસહ્ય થઈ પડે છે, જે વસ્તુતઃ અપરાધ ન હોય તે એક દિવસ આપણને અપરાધ લાગે છે, તુચ્છ કારણસર કદાચ એક દિવસનું કોઈ દુઃખ આપણને અતિશય મોટા દુઃખ કરતાં પણ ભારે લાગે છે, કોઈ કારણથી આપણું મન પ્રસન્ન ન હોય એટલે આપણે અનેક જણને અન્યાય કરીએ છીએ;

આ બધામાં જે કંઈ અસત્ય હોય છે તે જતે દહાડે આપણા મનમાંથી ભૂંસાઈ જાય છે — એ પ્રમાણે ક્રમે ક્રમે જીવનમાંની અતિશયતાઓ ઘસાઈ જઈને જીવનનું સર્વસાધારણ રૂપ ટકી રહે છે, અને તે જ આપણું આપણાપણું હોય છે. તે ઉપરાંત આપણા મનમાં અનેક વસ્તુ અર્ધસ્ફુટ રૂપમાં આવે છે, જાય છે અને અલોપ થઈ જાય છે. તે બધીને અતિશય સ્ફુટ કરી નાખીએ તો મનની સુકુમારતા નષ્ટ થઈ જાય છે. ડાયરી રાખવા જતાં એક કૃત્રિમ ઉપાયથી આપણે જીવનની પ્રત્યેક તુચ્છતાને મોટી બનાવી દઈએ છીએ, અને અનેક કુમળી કળી જેવી વાતોને બળે બળે ખીલવવા જતાં તેને ચૂંથી અથવા વિકૃત કરી નાખીએ છીએ.

એકાએક સ્રોતસ્વિનીને ભાન આવ્યું કે પોતે લાંબા વખતથી અને કંઈક આવેગપૂર્વ બોલી રહી છે, એટલે તરત જ તેના કાન લાલ થઈ ગયા. મોં સહેજ ફેરવી લઈને તેણે કહ્યું, કોણ જાણે કેમ, હું બરાબર કહી શકતી નથી, — હું બરાબર સમજી શકી છું કે નહિં તે પણ કોણ જાણે છે!

દીપ્તિ કદી કોઈ પણ વાતમાં તલભારે ખંચાતી નથી. તે એક જડબાંતોડ જવાબ આપવા તૈયાર થઈ છે એમ જોઈને મેં કહ્યું, તમે બરાબર સમજ્યાં છો. હું એ જ વસ્તુ કહેવા જતો હતો, પણ આટલી સારી

રીતે કહી શકત કે કેમ એ વિષે શંકા છે. શ્રીમતી દીપ્તિની એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે વધવું હોય તો છોડવું પડે. કમાવું હોય તો ખરચવું પડે. જીવનમાંથી રોજ રોજ ઘણું ઘણું ભૂલી જઈએ, ઘણું ઘણું ફેંકી દઈએ, ઘણું ઘણું વહેંચી દઈએ ત્યારે આપણે આગળ વધી શકીએ છીએ. પ્રત્યેક વચનને, પ્રત્યેક ભાવને, પ્રત્યેક ઘટનાને જે માણસ છાતી સરસી જડી રાખે છે, તેને અત્યંત હતભાગી જાણવો!

દીપ્તિ કેવળ મોઢેનું હસીને હાથ જોડીને બોલી, તમને ડાયરી લખવાનું કહ્યું એ મારી ભૂલ થઈ ગઈ, હવે એવું કામ કદી નહિ કરું.

સમીરે વિચલિત થઈને કહ્યું, આવું તે બોલાતું હશે ! આ દુનિયામાં અપરાધ કબૂલ કરવો એ મોટી ભૂલ છે. આપણે માનીએ છીએ કે દોષ સ્વીકારી લઈએ એટલે ન્યાયાધીશ તેને હળવો ગણે છે, પણ એમ નથી હોતું. બીજા માણસોનો ન્યાય તોળવાનો અને ઠપકો આપવાનો આનંદ દુર્લભ હોય છે; તમે તમારો દોષ જેમ જેમ વધારીને કહો છો તેમ તેમ કઠોર ન્યાયાધીશ તેને દૃઢપણે વળગી રહીને તેમાંથી આનંદ મેળવે છે. મારે કયો માર્ગ લેવો એનો હું વિચાર કરતો હતો, હવે હું નક્કી કરું છું કે ડાયરી લખવી.

મેં કહ્યું, હું પણ તૈયાર છું. પણ હું મારી

પોતાની વાત નહિ લખું. એવી વાતો લખીશ જે આપણા બધાંની હોય. આ આપણે જે બધી વાતોની રોજ ચર્ચા કરીએ છીએ—

સ્રોતસ્વિની જરા ગભરાઈ ગઈ. સમીરે હાથ જોડીને કહ્યું—માફ કરો ભાઈસા'બ, બધી વાત જો લખાણમાં જવાની હોય તો તો ઘેરથી ગોખી આવીને બોલવું પડશે. અને બોલતાં બોલતાં જો અચાનક વચમાં ભૂલી ગયા તો પાછા ઘેર જઈને જોઈ આવવું પડશે. એનું પરિણામ એ આવશે કે બોલવાનું ખૂબ ઓછું થઈ જશે. અને મહેનત ખૂબ વધી જશે. તમે બરાબર સાચેસાચી વાત લખવાના હો તો તો હું તમારા સંઘમાંથી નામ છેકાવી નાખીને ચાલ્યો જઈશ.

મેં કહ્યું, અરે, ના રે, હું સત્યનું માન નહિ રાખું. મિત્રનું જ રાખીશ. તમે કશી ચિંતા કરશો નહિ. હું તમારા મોઢામાં ઉપજાવી કાઢીને વચનો ગોઠવી દઈશ.

ક્ષિતિએ મોટી મોટી આંખો ફાડીને કહ્યું, એ તો વળી એથીયે ભયંકર. હું બરાબર જાણું છું કે તારા હાથમાં કલમ આવી એટલે જેટલી ખોટી દલીલો હશે તેટલી બધી તું મારા મોઢામાં મૂકવાનો અને તેના જડબાંતોડ જવાબ પોતાના મોઢામાં મૂકવાનો.

મેં કહ્યું, મોઢે જેની સાથે દલીલમાં હારી જાઉં છું તેના ઉપર લેખમાં વેર ન વાળું એ કેમ ચાલે!

હું પહેલેથી જ કહી રાખું છું કે તારા તરફથી જેટલા ઉપદ્રવ અને પરાભવ મેં સહન કર્યા છે તે બધાનો હવે દાવ વાળીશ.

સર્વસહિષ્ણુ ક્ષિતિએ સંતુષ્ટ ચિત્તે કહ્યું — તથાસ્તુ.

વ્યોમ કશું બોલ્યા વગર ક્ષણભર સહેજ હસ્યો, તેનો ઊંડો અર્થ હું હજી સમજી શક્યો નથી.

૨

# સૌંદર્યનો સંબંધ

વર્ષાને લીધે નદી ઊભરાઈને ખેતરમાં પાણી પેસી ગયું છે. અમારી હોડી અત્રીં ડૂબેલી ડાંગર ઉપર થઈને સર સર અવાજ કરતી જાય છે.

પાસે જ ટેકરા ઉપર કેળ, ફણસી, આંબા, વાંસ અને મોટો ચોતરો બાંધેલા વડની વચમાં થઈને વંડીવાળું એક માળનું પાકું મકાન અને પતરાંનાં છાપરાંવાળાં બેચાર ઝૂંપડાં દેખાય છે.

ત્યાંથી એક તીણા સ્વરની શરણાઈ અને કેટલાંક ઢોલનગારાંનો અવાજ કાને આવ્યો. શરણાઈ અત્યંત બેસૂરપણે કોઈ ગામઠી રાગિણીનો શરૂઆતનો ભાગ વારંવાર ફરી ફરીને નિષ્ઠુરભાવે વગાડતી હતી અને ઢોલનગારાં જાણે અચાનક વગર કારણે ગુસ્સે થઈ જઈને વાયુરાજ્યમાં ધુમસ્તાન મચાવવા તૈયાર થયાં હોય એમ લાગતું હતું.

સ્રોતસ્વિનીને લાગ્યું કે પાસે જ ક્યાંક લગનબગન હશે. અત્યંત કુતૂહલપૂર્વક બારીમાંથી મોઢું બહાર કાઢીને ઝાડથી છવાયેલા કિનારા તરફ તે ઉત્સુક દૃષ્ટિ નાખવા લાગી.

મેં ઘાટે બાંધેલી હોડીના માછીને પૂછ્યું, કેમ અલ્યા, આ વાજાં શાનાં વાગે છે ? તેણે કહ્યું, આજે જમીનદારનો પુણ્યાહ છે.

પુણ્યાહનો અર્થ વિવાહ થતો નથી એ સાંભળીને સ્રોતસ્વિની જરા હતાશ થઈ ગઈ. તેણે તે ગાઢ વૃક્ષોથી ઢંકાયલા ગામડાના રસ્તા ઉપર કોઈ એક જગ્યાએ મયૂરપંખી પાલખીમાં કોઈ ચંદનચર્ચિત અજાતશ્મશ્રુ —જેને મૂછનો દોરો પણ ફૂટયો નહિ હોય એવા નવવરને અથવા લજ્જાથી શોભતી લાલ પાનેતર પહેરેલી કોઈ નવવધૂને જોવાની આશા રાખી હતી.

મેં કહ્યું, પુણ્યાહ એટલે જમીનદારીના વર્ષનો પહેલો દિવસ. આજે પ્રજાજનો પોતપોતાની ઇચ્છા પ્રમાણે કંઈક કંઈક કર લાવીને કચેરીના ખંડમાં મંડીલ પહેરીને બેઠેલા વરવેશધારી નાયબની આગળ રજૂ કરશે. એ રૂપિયા તે દિવસે ગણવાનો રિવાજ નથી, એટલે કે મહેસૂલ આપવું લેવું એ કેમ જાણે માત્ર પોતાની રાજીખુશીથી કરેલું કોઈ આનંદનું કામ ન હોય. એમાં એક પક્ષે નીચ લોભ અને બીજે પક્ષે હીન ભય નથી હોતો. પ્રકૃતિમાં તરુલતા જેમ આનંદ મહોત્સવપૂર્વક વસંતને પુષ્પાંજલિ અર્પે છે અને વસંત તેને સંઘરી રાખવાની ઇચ્છાથી ગણી ગણીને લેતો નથી તેના જેવું જ આ પણ છે.

દીપ્તિએ કહ્યું, કામ ત્યારે મહેસૂલ ઉઘરાવવાનું,

તેમાં વળી આ ઢોલવાજાંનું શું કામ?

ક્ષિતિએ કહ્યું, બકરીના બચ્ચાને જ્યારે ભોગ ચડાવવા લઈ જાય છે ત્યારે શું તેને હાર પહેરાવીને વાજાં નથી વગાડતા? આજે મહેસૂલદેવી આગળ બલિદાનનાં વાજાં વાગે છે.

મેં કહ્યું, એ દૃષ્ટિએ પણ, જોવું હોય તો, તમે જોઈ શકો છો, પણ ભોગ જો આપ્યા વગર છૂટકો જ ન હોય તો છેક પશુની પેઠે પશુહત્યા કરવા કરતાં તેમાં બને એટલો ઉચ્ચ ભાવ રાખવો એ જ સારું છે!

ક્ષિતિએ કહ્યું, મારું તો એમ કહેવું છે કે જેનો જે સાચો ભાવ હોય તે જ સાચવવો જોઈએ; ઘણી વાર નીચ કામમાં ઉચ્ચ ભાવ આરોપીને ઉચ્ચ ભાવને નીચ બનાવી દેવામાં આવે છે.

મેં કહ્યું, ભાવ સાચો છે કે ખોટો છે એનો ઘણો ખરો આધાર ભાવના ઉપર હોય છે. હું આ વર્ષાની પરિપૂર્ણ નદીને એક ભાવે જોઉં છું. અને પેલો માછી બીજે ભાવે જુએ છે. મારો ભાવ લેશમાત્ર ખોટો છે એમ સ્વીકારવાને હું તૈયાર નથી.

સમીરે કહ્યું, ઘણા માણસો ભાવના સાચાખોટાપણાનું માપ વજન જોઈને કાઢે છે. જે જેટલું સ્થૂળ તે તેટલું વધારે સત્ય. સૌંદર્ય કરતાં ધૂળ વધારે સાચી, સ્નેહ કરતાં સ્વાર્થ વધારે સાચો, પ્રેમ કરતાં ક્ષુધા વધારે સાચી.

મેં કહ્યું, પણ તોયે માણસ હમેશાં આ બધી વજનમાં ભારે સ્થૂળ વસ્તુઓનો બિલકુલ ઇન્કાર કરવાનો પ્રયત્ન કરે છે: ધૂળને ઢાંકી દે છે, સ્વાર્થને શરમાવે છે, ક્ષુધાને પડદા પાછળ દેશવટો આપે છે. મલિનતા પૃથ્વીમાં બહુ જૂની — આદિકાળમાં સરજાયેલી વસ્તુ છે; ધૂળ અને ઉકરડા કરતાં પ્રાચીન વસ્તુ મળવી જ મુશ્કેલ છે; તેથી શું તે જ સૌ કરતાં સાચાં થઈ ગયાં અને અંતરરૂપી અંતઃપુરની જે લક્ષ્મીરૂપી ગૃહિણી આવીને તેને ઉત્તરોત્તર ધોઈને સાફ કરવાનો પ્રયત્ન કરે છે તેને ખોટી કહીને ઉડાવી દેવાની ?

ક્ષિતિએ કહ્યું, તમે ભાઈ, આટલા બધા ગભરાઈ કેમ જાઓ છો ? હું કંઈ તમારા તે અંતઃપુરના પાયામાં સુરંગ મૂકવા આવ્યો નથી. પણ જરા ઠંડા પડીને કહો જોઉં કે પુણ્યાહને દિવસે પેલી બેસૂરી શરણાઈ વગાડીને પૃથ્વીમાં શાનું શોધન કરવામાં આવે છે ? સંગીતકળાનું તો નહિ જ.

સમીરે કહ્યું, એ તો એક સૂર પકડાવી દેવા જેવું છે, બીજું કશું નથી. આખા વરસનાં નાનાવિધ પદ-સ્ખલન અને છંદઃપતન પછી ફરી વાર સમ ઉપર આવીને એક વાર ધ્રુવપદ ઉપર લાવવા જેવું છે. સંસારના સ્વાર્થકોલાહલમાં મહીંમહીંથી એકાદ પંચમનો સૂર ભેળવી દેવામાં આવે તો ઓછામાં ઓછું તેટલી ઘડી પૂરતી તો પૃથ્વીની સૂરત ફરી જાય, અચાનક હાટમાં

ઘરની શોભાનો આવિર્ભાવ થાય, વેચાણ–ખરીદના સોદા ઉપર પ્રેમની સ્નિગ્ધ દૃષ્ટિ ચાંદનીની પેઠે પડીને તેની શુષ્ક કઠોરતાને દૂર કરી દે. જે કાંઈ બન્યા કરે છે તે તો પૃથ્વીમાં ભારે બૂમબરાડા સાથે બને છે, અને જે બનવું જોઈએ તે કોઈ કોઈ વાર એકાદ દિવસ આવીને વચમાં બેસીને સુકોમળ સુંદર સ્વરે સૂર પૂરે છે, અને તેટલા સમય પૂરતા બધા બૂમબરાડા નરમ પડી જઈને તે સૂરની સાથે પોતાને મેળવી લે છે. પુણ્યાહ એ સંગીતનો દિવસ છે.

મેં કહ્યું, ઉત્સવ નામે એવા હોય છે. માણસ રોજ રોજ જે રીતે કામ કરતો હોય છે તેથી ઊલટી રીતે એક દિવસ પોતાને સુધારી લેવાનો પ્રયત્ન કરે છે! રોજ રોજ કમાય છે, એક દિવસ ખર્ચે છે, રોજ બારણાં બંધ કરી રાખે છે, એક દિવસ બારણાં ખોલી નાખે છે, રોજ ઘરમાં હું જ કર્તાહર્તા હોઉં છું, તો એક દિવસ હું બધાની સેવામાં રોકાયેલો હોઉં છું. તે દિવસ શુભ દિવસ હોય છે, આનંદનો દિવસ હોય છે, તે દિવસ જ ઉત્સવનો હોય છે. તે દિવસ આખા વર્ષનો આદર્શ દિવસ હોય છે. તે દિવસે ફૂલની માળા, સ્ફટિકની દીવી, શોભાયમાન આભૂષણ વગેરેથી ઘરને શણગારીએ છીએ. તે દિવસે દૂર દૂરથી એક વાંસળી વાગીને કહ્યા કરે છે કે આજનો આ સૂર જ સાચો સૂર છે, બીજા બધા બેસૂર છે. ત્યારે આપણને સમજાય છે કે આપણે

માણુસ સાથે માણુસ, હૃદય સાથે હૃદય ભેગાં થઈને આનંદ કરવા આવ્યા હતા, પરંતુ રોજ રોજના દૈન્યને કારણે તેમ કરી શકતા નથી;—જે દિવસે તેમ કરી શકીએ છીએ તે દિવસ જ આપણે માટે મહત્ત્વનો છે.

સમીરે કહ્યું, સંસારમાં દૈન્યનો પાર નથી. તે દૃષ્ટિએ જો જોવા જઈએ તો માનવજીવન અત્યંત શુષ્ક, સૂનું અને શ્રીહીન માલૂમ પડશે. માનવાત્મા વસ્તુ ગમે તેટલી ઉચ્ચ હોય તોપણ એ વેળ એ મૂઠી ધાન વગર તેને ચાલતું નથી, એક ટુકડો વસ્ત્ર ન હોય તો તે ભોંયભેગો થઈ જાય છે. એક તરફ પોતે અવિનાશી અને અનન્ત છે એમ માને છે, અને બીજી તરફ જે દિવસે તપખીરની ડબ્બી ખોવાઈ જાય છે તે દિવસે તે આકાશ ગજાવી મૂકે છે. ગમે તેમ કરીને પણ તેણે રોજ રોજ આહારવિહાર, ખરીદવેચાણ, ભાવતાલ, મારામારી, ઠેલાઠેલી કરવી જ પડે છે—એની તેને શરમ આવે છે. એટલા માટે તે આ શુષ્ક ધૂળભર્યાં ગીરદીવાળાં હાટબજારની નીચતા ઢાંકવાનો સદા પ્રયત્ન કર્યા કરે છે. આહારવિહારમાં, આદાનપ્રદાનમાં આત્મા પોતાની સૌંદર્યવિભા વિસ્તારવાનો પ્રયત્ન કર્યા કરે છે. તે પોતાની આવશ્યકતાની સાથે પોતાના મહત્ત્વનો સુંદર સમન્વય સાધી લેવા ઇચ્છે છે.

મેં કહ્યું, આ પુણ્યાહની વાંસળી તેનો જ પુરાવો છે. એક જણની જમીન છે, બીજો તેની કિંમત આપે

છે, એ શુષ્ક કરાર–વહેવારમાં લજ્જિત માનવાત્મા એક પ્રકારની લાગણીનું સૌંદર્ય દાખલ કરવા માગે છે. બંને વચ્ચે કોઈ પ્રકારનો આત્મીય સંબંધ બાંધી દેવાની તેને ઇચ્છા થાય છે. તે પોતાના મનને એમ સમજાવવા માગે છે કે આ કરાર નથી, એમાં એક પ્રકારની પ્રેમની સ્વાધીનતા રહેલી છે; રાજાપ્રજાનો સંબંધ લાગણીનો સંબંધ છે, આપવુંલેવું એ હૃદયનું કર્તવ્ય છે. મહેસૂલના રૂપિયાને ને રાગરાગણીને કશો સંબંધ નથી, ખજાનચીખાનું કંઈ નોબત બજાવવાનું સ્થાન નથી, પરંતુ જ્યાં જ્યાં લાગણીનો સંબંધ આવીને ખડો થાય ત્યાં ત્યાં તરત જ વાંસળી તેનું આવાહન કરે છે, રાગિણી તેને પ્રગટ કરે છે, સૌંદર્ય તેનું સહચર બને છે. ગામડાની વાંસળી પોતાથી બનતી મહેનત કરીને એવું જણાવવાનો પ્રયત્ન કરે છે કે આજે અમારો પુણ્ય દિવસ છે, અમારું રાજાપ્રજાનું આજે મિલન છે. જમીનદારીની કચેરીમાં પણ માનવાત્મા પોતાનો પ્રવેશ-માર્ગ નિર્માણ કરવાનો પ્રયત્ન કરે છે, ત્યાં પણ તેણે એક લાગણીનું આસન બિછાવી રાખેલું છે.

સ્રોતસ્વિનીએ પોતાના મનમાં વિચાર કરતાં કરતાં કહ્યું, મને લાગે છે કે આને લીધે કેવળ સંસારના સૌંદર્યમાં વૃદ્ધિ થાય છે એટલું જ નથી, ખરેખર દુઃખનો ભાર હળવો થાય છે. સંસારમાં ઊંચનીચ જો છે જ, સૃષ્ટિના વિનાશ સિવાય કદી એનો નાશ થાય

એમ જ નથી, તો ઊંચ અને નીચ વચ્ચે એક પ્રકારનો અતૂટ સંબંધ હોય તો ઉચ્ચતાનો ભાર ઉઠાવવો સહેલો થઈ પડે. પગને દેહનો ભાર ઉપાડવો સહેલો છે, જુદો બહારનો બોજો જ બોજો લાગે છે.

ઉપમા વાપરીને કોઈ વસ્તુ સારી રીતે કહે કે તરત જ સ્રોતસ્વિની શરમાઈ જાય છે, કેમ જાણે કોઈ દોષ ન કર્યો હોય. ઘણા બીજાનો ભાવ ચોરી લઈને પોતાના તરીકે ઠસાવી દેવામાં આમ શરમાતા નથી.

વ્યોમે કહ્યું, જ્યાં કોઈ પરાભવ સ્વીકાર્યા વગર છૂટકો જ નથી હોતો ત્યાં માણસ પોતાની હીનતાનું દુઃખ દૂર કરવા માટે કોઈ લાગણીનો સંબંધ બાંધી લે છે. કેવળ માણસો સાથે જ એમ નહિ, બધાં જ સાથે. પૃથ્વીમાં માણસ પહેલવહેલો આવ્યો ત્યારે તે દાવાગ્નિ, વાવાઝોડાં, રેલ વગેરે આગળ અસહાય થઈ ગયો. પર્વત શિવના પહેરેગીર નંદીની પેઠે તર્જની ઉઠાવી રસ્તો રોકીને મૂંગે મોઢે નીલાકાશને અડીને ઊભો રહ્યો, આકાશ સ્પર્શાતીત અવિચળ મહિમાપૂર્વક અમોઘ ઇચ્છાબળથી કોઈ વાર વૃષ્ટિ તો કોઈ વાર વજ્ર વર્ષાવવા લાગ્યું, એટલે માણસે તેમની સાથે દેવતાનો સંબંધ બાંધી દીધો. એ વગર કાયમની વાસભૂમિ પ્રકૃતિ સાથે કેમે કરી માણસની સંધિ થઈ શકત નહિ. જેની શક્તિની તેને ખબર નહોતી એવી પ્રકૃતિને જ્યારે તેણે ભક્તિભાવથી પરિપૂર્ણ કરી નાખી ત્યારે જ

માનવાત્મા તેમાં ગૌરવપૂર્વક વાસ કરી શક્યો.

ક્ષિતિએ કહ્યું, માનવાત્મા કોઈ પણ રીતે પોતાનું ગૌરવ સાચવવાને સારુ નાનાવિધ યુક્તિઓ કર્યા કરે છે એમાં શંકા નથી. રાજા જ્યારે સ્વેચ્છાચારી બને છે ત્યારે તેમાંથી કેમે કર્યું બચી શકાતું નથી; તે વખતે પ્રજા તેને દેવતા બનાવીને હીનતાનું દુઃખ ભૂલી જવાનો પ્રયત્ન કરે છે. પુરુષ સબળ અને એકહથ્થુ સત્તા ચલાવવાને સમર્થ છે એટલે સ્ત્રી તેને દેવતા બનાવીને તેના સ્વાર્થપરાયણ નિષ્ઠુર અત્યાચારને કંઈક ગૌરવપૂર્વક સહન કરવાનો પ્રયત્ન કરે છે. એ વાત હું કબૂલ કરું છું કે, માણસમાં જો આ રીતે ભાવ વડે અભાવને ઢાંકવાની શક્તિ ન હોત તો તે અત્યારે ક્યારનો પશુથી પણ અધમ થઈ ગયો હોત.

સ્રોતસ્વિનીએ સહેજ વ્યથાપૂર્વક કહ્યું, માણસ કેવળ નાચાર થઈને આવી આત્મવંચના કરે છે, એમ નથી હોતું. જ્યાં આપણે કોઈ પણ રીતે દબાયેલા નથી હોતા, બલકે આપણે જ જ્યાં બળવાન પક્ષ હોઈએ છીએ, ત્યાં પણ આત્મીયતા સ્થાપવાનો એક પ્રકારનો પ્રયત્ન જોવામાં આવે છે. ગાયની આપણા દેશના લોકો માતા કહીને, ભગવતી કહીને શું કામ પૂજા કરે છે ? તે તો કેવળ અસહાય પશુ છે; તેને પીડીએ, મારીએ તો તેના તરફથી બે શબ્દો કહેનાર કોઈ નથી. આપણે બળવાન છીએ, તે દુર્બળ છે; આપણે માણસ

છીએ, તે પશુ છે; પણ આપણી એ શ્રેષ્ઠતાને જ આપણે ઢાંકવાનો પ્રયત્ન કરીએ છીએ. જ્યારે તેના તરફથી આપણે ફાયદો ઉઠાવીએ છીએ ત્યારે તે બળજબરીએ કરીએ છીએ, કેવળ આપણે શક્તિશાળી અને તે લાચાર છે માટે જ કરીએ છીએ, તે વાત આપણો અંતરાત્મા સ્વીકારવા માગતો નથી. તે એ ઉપકાર કરનારી પરમ ધૈર્યવતી પ્રશાંત પશુમાતાને માતા કહીને પછી જ તેનું દૂધ પીને ખરી તૃપ્તિ અનુભવે છે; માણસની સાથે પશુનો એક પ્રકારનો લાગણીનો સંબંધ એક પ્રકારનો સૌંદર્યનો સંબંધ સ્થાપે છે ત્યારે જ તેનો સર્જનપ્રયત્ન શાંત પડે છે.

વ્યોમે ગંભીરતાપૂર્વક કહ્યું, તેં એક બહુ મોટી વાત કહી.

એ સાંભળીને સ્રોતસ્વિની ચમકી ઊઠી. આવું દુષ્કર્મ પોતે ક્યારે કર્યું તેની તેને ખબર પડી નહિ. આ અજાણતાં કરેલા અપરાધને કારણે લજ્જા અને સંકોચપૂર્વક તેણે મૂંગે મોઢે માફી માગી.

વ્યોમે કહ્યું, તેં આત્માના સર્જનપ્રયત્નની જે વાત કરી તે સંબંધે ઘણું કહેવાનું છે. કરોળિયો જેમ વચમાં રહીને ચારે બાજુએ જાળું ફેલાવતો રહે છે તે જ પ્રમાણે આપણો કેન્દ્રવાસી આત્મા ચારે દિશાઓ જોડે આત્મીય સંબંધ સ્થાપવાને ઉત્સુક હોય છે; તે સતત અણસરખાને સરખું, દૂરને નજીક અને પરને

પોતાનું કરતો રહે છે. બેઠો બેઠો પોતા અને પરાયા વચ્ચે હજારો સેતુ બાંધ્યા કરે છે. આપણે આજે જેને સૌંદર્ય કહીએ છીએ તે તેનું પોતાનું સર્જન છે. સૌંદર્ય એ આત્મા અને જડ વચ્ચેનો સેતુ છે. વસ્તુ તો કેવળ પિંડા જેવી હોય છે; આપણે તેમાંથી આહાર લઈએ છીએ, તેના તરફથી આઘાત પણ પામીએ છીએ. તેને જો આપણે પર માનતા હોત તો વસ્તુ-સમષ્ટિના જેવું પર બીજું શું છે! પરંતુ આત્માનું કામ આત્મીયતા સાધવાનું છે. તેણે વચમાં એક સૌંદર્યનો સંબંધ ઊભો કર્યો. તેણે જડને સુંદર કહ્યું, ત્યારે તેણે પણ જડનાઅંતરમાં પ્રવેશ કર્યો, જડે પણ તેના અંતરમાં આશ્રય લીધો, તે દિવસે ભારે આનંદનો સંચાર થયો. એ સેતુ બાંધવાનું કામ હજી ચાલુ છે. કવિનું પ્રધાન ગૌરવ એમાં જ રહેલું છે. પૃથ્વીમાં આપણી ચારે કોર જે કંઈ છે તેની સાથેના આપણા પુરાતન સંબંધોને તે દૃઢ કરે છે અને નવા નવા સંબંધો શોધી કાઢે છે. રોજ રોજ પરાઈ પૃથ્વીને પોતાની, અને જડ પૃથ્વીને આત્માના વાસ યોગ્ય બનાવે છે. એ કહેવાની જરૂર નથી કે, પ્રચલિત ભાષામાં જેને જડ કહે છે તેને હું પણ જડ કહું છું. જડના જડત્વ સંબંધી મતો દર્શાવવા બેસું તો આજની સભામાં સચેતન પદાર્થમાં કેવળ હું એકલો જ બાકી રહીશ.

સમીરે વ્યોમની વાત ઉપર ખાસ ધ્યાન આપ્યા

વગર કહ્યું, સ્રોતસ્વિનીએ માત્ર ગાયનો દાખલો આપ્યો છે, પરંતુ આપણા દેશમાં એને લગતા દાખલાઓની ખોટ નથી. પેલે દિવસે જ્યારે મેં એક માણસને તડકામાં બળ્યોઝળ્યો આવીને માથા ઉપરથી કેરોસીનનો ખાલી ડબ્બો કિનારે ઉતારીને 'ઓ મા' બોલીને પાણીમાં ઝંપલાવતો જોયો ત્યારે મને ખૂબ અસર થઈ. આ જે સ્નિગ્ધ સુંદર સુગભીર જળરાશિ મીઠો કલકલ ધ્વનિ કરતો કરતો બંને કાંઠાને પયપાન કરાવતો કરાવતો ચાલ્યો જાય છે, તેના જ શીતળ ખોળામાં તાપિત શરીરને સમર્પણ કરી દઈ તેને મા કહીને બોલાવવો એના જેવો સુમધુર અંતરનો ઊભરો બીજો કયો હોઈ શકે ? આ ફલશસ્યસુંદરા વસુંધરાથી માંડીને પિતૃ-પિતામહ-સેવિત આજન્મ-પરિચિત વાસ્તુગૃહ સુધ્ધાં જ્યારે સ્નેહસજીવ આત્મીયરૂપે દેખા દે છે ત્યારે જીવન અત્યંત રસાળ અને સુંદર બની જાય છે. ત્યારે જગતની સાથે ગભીર સંબંધ બંધાય છે; જડથી જંતુ સુધી અને જંતુથી મનુષ્ય સુધી એક અવિચ્છેદ્ય ઐક્ય રહેલું છે, એ વસ્તુ આપણને અદ્ભુત લાગતી નથી; કારણ, વિજ્ઞાને એ વસ્તુનો આભાસ આપ્યો તે પહેલાં આપણે અંતરથી એ વાત જાણી ચૂક્યા હતા; પંડિત આવીને આપણા કુળસંબંધની વંશાવળી શોધી કાઢે તે પહેલાં જ આપણે આપણા લોહીના આકર્ષણથી સર્વત્ર ઘરસંસારનો સંબંધ બાંધીને બેસી ગયા હતા.

આપણી ભાષામાં ‘થેંક્સ’ શબ્દને મળતો શબ્દ નથી તે ઉપરથી કોઈ કોઈ યુરોપીય વિદ્વાન એવી શંકા વ્યક્ત કરે છે કે આપણામાં કૃતજ્ઞતા નથી. પરંતુ મને તો એથી તદ્દન ઊલટું જ દેખાય છે. કૃતજ્ઞતાનો સ્વીકાર કરવાને માટે આપણું અંતર કેમ જાણે તલપાપડ થઈ રહેલું હોય છે. પ્રાણીઓની પાસેથી જે લઈએ છીએ, જડની પાસેથી જે મેળવીએ છીએ, તેને પણ આપણે સ્નેહ, દયા, અને ઉપકાર માનીને તેનો બદલો વાળવાને આતુર રહીએ છીએ.

જે પ્રજાના લાઠીધારીઓ પોતાની લાઠીને, વિદ્યાર્થી પોતાનાં પુસ્તકને અને કારીગર પોતાનાં ઓજારને કૃતજ્ઞતા જણાવવાની લાલસાથી મનમાં ને મનમાં જીવન્ત બનાવી મૂકે છે, તે પ્રજાને અમુક એક શબ્દના અભાવને કારણે અકૃતજ્ઞ કહી ન શકાય.

મેં કહ્યું, કહી શકાય. કારણ, આપણે કૃતજ્ઞતાની સીમા વટાવી ગયા છીએ. આપણે પરસ્પરની પાસેથી પુષ્કળ મદદ નિઃસંકોચપણે લઈએ છીએ તેનું કારણ અકૃતજ્ઞતા નથી, પરસ્પર અલગપણાનો અભાવ જ તેનું મુખ્ય કારણ છે. ભિક્ષુક અને દાતા, અતિથિ અને ગૃહસ્થ, આશ્રિત અને આશ્રયદાતા, શેઠ અને નોકર એ બધાનો સંબંધ જાણે એક પ્રકારનો સ્વાભાવિક સંબંધ લાગે છે. એટલે એમાં કૃતજ્ઞતા દર્શાવીને ઋણમુક્ત થવાની વાત કોઈને સૂઝતી પણ નથી.

વ્યોમે કહ્યું, વિલાયતના લોકોમાં હોય છે તેવી કૃતજ્ઞતા આપણામાં દેવતાઓ પ્રત્યે પણ હોતી નથી. યુરોપિયન જ્યારે થેંક ગોડ કહે છે ત્યારે તેનો અર્થ એવો થાય છે કે, ઈશ્વરે ધ્યાન દઈને મારા ઉપર એક ઉપકાર કર્યો તો તે ઉપકાર સ્વીકાર્યા વગર જંગલીની પેઠે હું શી રીતે ચાલ્યો જઈ શકું ? આપણા દેવોને આપણે કૃતજ્ઞતા દર્શાવી શકતા નથી, કારણ, કૃતજ્ઞતા દર્શાવીએ છીએ તો આપણે તેમને ઘણું ઓછું આપીએ છીએ, લગભગ છેતરીએ છીએ. તેમને જાણે એમ કહીએ છીએ કે તમારું કામ તમે કર્યું, મેં પણ મારું કામ પતાવી દીધું. બલકે સ્નેહમાં એક પ્રકારની અકૃતજ્ઞતા રહેલી હોય છે, કારણ, સ્નેહના દાવાનો પાર નથી. સ્નેહની તે અકૃતજ્ઞતા પણ અલગપણાની કૃતજ્ઞતા કરતાં વધુ ગભીરરીતે મધુર હોય છે. રામપ્રસાદનું એક ગીત છે—

" તોમાય મા મા બલે' આર ડાકિબના,
આમાય દિયેછ દિતેછ કત યંત્રણા. "

[તને હું મા મા કહીને હવે નહિ બોલાવું. કારણ, તેં મને કેટકેટલી વેદના આપી છે અને હજી દઈ રહી છે.]

આ ઉદાર અકૃતજ્ઞતાનો કોઈ પણ યુરોપીય ભાષામાં અનુવાદ થઈ શકે એમ નથી.

ક્ષિતિએ કટાક્ષપૂર્વક કહ્યું, યુરોપિયનો પ્રત્યે આપ-

આપણામાં જે અકૃતજ્ઞતા છે તેનું પણ કોઈક ઉદાર અને ગભીર કારણ હોવું જોઈએ. જડ પ્રકૃતિની સાથે આત્મીય સંબંધ બાંધવા સંબંધે જે વાત થઈ તે અત્યંત સુંદર હોવાનો સંભવ છે; અને તે ગભીર છે એમાં તો શંકા જ નથી, કારણ, હજી સુધી હું તેનો પૂરો તલસ્પર્શ કરી શકયો નથી. બધાંએ જ તો વારા- ફરતી કહ્યું કે આપણે જ પ્રકૃતિની સાથે લાગણીનો સંબંધ બાંધીને બેઠા છીએ, અને યુરોપ તેની સાથે પરાયા માણસના જેવો વહેવાર રાખે છે; પરંતુ હું એમ પૂછું છું કે જો યુરોપના સાહિત્યના અંગ્રેજી કાવ્યનો આપણને પરિચય ન હોત તો આજની સભામાં આ ચર્ચા સંભવી શકત ખરી? અને જેમણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો નથી એવા માણસ એનો પૂરેપૂરો મર્મ સમજી શકશે ખરા?

મેં કહ્યું, તેનું એક કારણ છે. પ્રકૃતિની સાથે આપણો સંબંધ ભાઈબહેનના જેવો છે અને અંગ્રેજ વિચારકોનો સંબંધ પતિપત્નીના જેવો છે. આપણે જન્મથી માંડીને જ આત્મીય છીએ, આપણે સ્વભાવથી જ એક છીએ. અને અંગ્રેજો પ્રકૃતિની બહાર હોય છે ત્યાંથી અંદર પ્રવેશ કરે છે. તેઓ પહેલાં પ્રકૃતિને જડ માનતા હતા. એવામાં એકાએક એક દિવસે જાણે યૌવનના આરંભમાં તેના તરફ નજર નાખતાં તેનું અનિર્વચનીય, અપરિમેય આધ્યાત્મિક

સૌંદર્ય તેમના જોવામાં આવ્યું. આપણે આવી શોધ કરી નથી, કારણ, આપણને એ વિષે શંકા પણ નહોતી, એ વિષે પ્રશ્ન પણ જાગ્યો નહોતો.

આત્મા બીજા આત્માના સંઘર્ષમાં આવે છે ત્યારે જ તે પોતાને સંપૂર્ણપણે અનુભવી શકે છે, ત્યારે જ તે મિલનની આધ્યાત્મિકતા પરિપૂર્ણ રીતે વલોવાઈને ઉપર આવે છે. એકાકાર થઈને રહેવું અને ન હોવું એ એમાં ઝાઝો ફેર નથી. કોઈક કવિએ લખ્યું છે કે ઈશ્વરે પોતાના જ પિતૃ–અંશને અને માતૃ–અંશને સ્ત્રીપુરુષરૂપે પૃથ્વીમાં વહેંચી નાખ્યા છે; તે બંને છૂટા પડેલા અંશો એક થવાને માટે એક-બીજા તરફ આટઆટલા અનિવાર્ય આનંદથી આકર્ષાય છે. પરંતુ એ વિચ્છેદ જો ન હોત તો એકબીજા વચ્ચે આવો ગાઢ પરિચય થાત નહિ. ઐક્ય કરતાં મિલનમાં જ આધ્યાત્મિકતા વધારે હોય છે.

આપણે પૃથ્વીને, નદીને મા કહીએ છીએ, આપણે પાણા–પથ્થરને સજીવ જેવા માનીએ છીએ, પરંતુ આત્મામાં તેની આધ્યાત્મિકતા અનુભવતા નથી. આપણે તેમાં મનથી કલ્પેલી મૂર્તિનું આરોપણ કરીએ છીએ. આપણે તેની આગળ સુખસંપત્તિ અને સફળતા-ની પ્રાર્થના કરીએ છીએ, પરંતુ આધ્યાત્મિક સંબંધ તો કેવળમાત્ર સૌંદર્યનો, કેવળમાત્ર આનંદનો સંબંધ હોય છે, તે કાંઈ સગવડ–અગવડનો કે સંચય–અપચયનો

—લેવાઆપવાનો સંબંધ નથી હોતો. સ્નેહસૌંદર્યના પ્રવાહરૂપી જાહ્નવી જ્યારે આત્માનો આનંદ અર્પે છે ત્યારે જ તે આધ્યાત્મિક હોય છે; પરંતુ જે ઘડીએ તેને મૂર્તિવિશેષમાં બાંધીને તેની પાસે આ લોકમાં કે પરલોકમાં કોઈ સગવડની માગણી કરીએ છીએ ત્યારે તે કેવળ સૌંદર્યહીન મોહ, અંધ અજ્ઞતા હોય છે. તે જ ઘડીએ આપણે દેવતાને પૂતળું બનાવી દઈએ છીએ.

આ લોકની સંપત્તિ અને પરલોકનું પુણ્ય, હે જાહ્નવી, હું તારી પાસે માગતો નથી, અને માગું તોયે મળે એમ નથી, પરંતુ હું તો એટલું માગું છું કે શૈશવકાળથી માંડીને જીવનમાં કેટલાય દિવસ સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે, કૃષ્ણપક્ષના અર્ધચંદ્રના પ્રકાશમાં, ઘન વર્ષાના મેઘશ્યામલ મધ્યાહ્ન સમયે મારા અંતરાત્માને જે એક પ્રકારના અનિર્વચનીય અલૌકિક આનંદથી તેં ભરપૂર કરી દીધો છે તે જ મારા દુર્લભ જીવનનો આનંદભંડાર જન્મજન્માન્તર સુધી અક્ષય બની રહો, પૃથ્વીમાંથી જીવનભર જે નિરુપમ સૌંદર્ય વીણી શક્યો છું તેને જતી વખતે એક પૂર્ણ શતદલના પેઠે હાથમાં લઈને જઈ શકું અને જો મારા પ્રિયતમનો સાક્ષાત્કાર થાય તો તેમના કરપલ્લવમાં તે સમર્પણ કરી દઈને એક વારનો માનવજન્મ કૃતાર્થ કરી શકું.

૩

# નરનારી

સમીરે એક સમસ્યા ઊભી કરી. તેમણે કહ્યું, અંગ્રેજી સાહિત્યમાં ગદ્ય અથવા પદ્ય કાવ્યમાં નાયક તેમ જ નાયિકા બંનેનું માહાત્મ્ય પ્રગટ થતું જોવામાં આવે છે. ડેસ્ડિમોનાની આગળ ઓથેલો તેમ જ ઇયાગો લેશ પણ ઝાંખા લાગતા નથી, ક્લિયોપેટ્રાએ પોતાની શ્યામલ બંકિમ બંધનજાળથી એન્ટનીને ઢાંકી દીધો છે એ ખરું, પરંતુ તેમ છતાં લતાઓથી વીંટળાયેલા ભગ્ન જયસ્તંભની પેઠે એન્ટનીની ઉચ્ચતા બધાની નજરે પડતી રહી છે. લામર્મૂરની નાયિકા પોતાના સકરુણ, સરળ, સુકુમાર સૌંદર્યથી આપણું મન ગમે તેટલું હરી લેતી હોય તોયે રેવન્સવુડના વિષાદ ઘનઘોર નાયક ઉપરથી આપણી દૃષ્ટિને ખેંચી લઈ શકતી નથી. પરંતુ બંગાળી સાહિત્યમાં નાયિકાનું જ પ્રાધાન્ય જોવામાં આવે છે. કુંદનંદિની અને સૂર્યમુખીની આગળ નગેન્દ્ર

ઝાંખો પડી ગયો છે, રોહિણી અને ભ્રમરની આગળ ગોવિંદલાલ લગભગ દેખાતો જ નથી, જ્યોતિર્મયીથી કપાલકુંડલાને પડખે નવકુમાર ક્ષીણમાં ક્ષીણ ઉપગ્રહ જેવો લાગે છે. પ્રાચીન બંગાળી કાવ્યોમાં પણ જુઓ— વિદ્યાસુંદરમાં સજીવ મૂર્તિ જો કોઈની હોય તો તે માત્ર વિદ્યાની અને માલણની, સુંદરનું પાત્ર બિલકુલ નમાલું છે. કવિકંકણચંડીમાં ફક્ત ફુલ્લરા અને ખુલ્લના કંઈક હરેફરે છે, બાકી વ્યાધ તો એક વિકૃત પ્રચંડ થાંભલોમાત્ર છે, અને ધનપતિ તેમ જ તેનો પુત્ર કશા કામના નથી. બંગાળી સાહિત્યમાં પુરુષ મહાદેવની પેઠે નિશ્ચેષ્ટપણે ધૂળમાં સૂઈ રહેલો છે અને રમણી તેની છાતી ઉપર જીવતી જાગતી બેઠેલી છે. એનું કારણ શું ?

સમીરના આ પ્રશ્નનો ઉત્તર સાંભળવા માટે સ્રોતસ્વિની અત્યંત ઉત્સુક બની ગઈ અને દીપ્તિ બિલકુલ બેધ્યાન હોવાનો દેખાવ કરી ટેબલ ઉપર એક ચોપડી ઉઘાડીને તેના તરફ નજર માંડી રહી.

ક્ષિતિએ કહ્યું, તેં બંકિમબાબુની જે જે નવલકથાનો ઉલ્લેખ કર્યો છે, તે બધી જ માનસપ્રધાન છે, કાર્યપ્રધાન નથી; માનસક્ષેત્રમાં સ્ત્રીઓનો પ્રભાવ વિશેષ હોય છે, કાર્યક્ષેત્રમાં પુરુષનું પ્રભુત્વ હોય છે. જ્યાં કેવળ હૃદય-વૃત્તિની વાત હોય છે ત્યાં પુરુષો સ્ત્રીઓને શી રીતે પહોંચી શકવાના હતા ? કાર્યક્ષેત્રમાં જ તેમના ચરિત્રનો

ખરો વિકાસ જોવા મળે છે.

દીપ્તિથી હવે રહેવાયું નહિ. ચોપડી ફેંકી દઈને અને ઉદાસીનતાનો દેખાવ છોડી દઈને તે બોલી ઊઠી, કેમ ? 'દુર્ગેશનંદિની'માં વિમળાનું ચરિત્ર શું કાર્યમાં જ વિકાસ નથી પામ્યું ? એવી નિપુણતા, એવી તત્પરતા, એવી ખંત એ નવલકથામાં કેટલા નાયકો બતાવી શક્યા છે ? 'આનંદમઠ' તો કાર્યપ્રધાન નવલકથા છે. સત્યાનંદ, જીવાનંદ, ભવાનંદ વગેરે સંતાનોએ તેમાં કાર્ય કર્યું છે એ વાત સાચી, પરંતુ તે ફક્ત કવિનું વર્ણન છે. જો કોઈના પણ ચરિત્રમાં ખરેખરી કાર્યશક્તિ પ્રગટ થઈ હોય તો તે શાંતિના ચરિત્રમાં. 'દેવી ચોધરાણી'માં કરતાકારવતાનું પદ કોણે લીધું છે ? સ્ત્રીએ. પણ એ અંતઃપુરનું કર્તૃત્વ હતું કે ? નહિ.

સમીરે કહ્યું, ભાઈ ક્ષિતિ, તર્કશાસ્ત્રની સરળ રેખાથી બધી વસ્તુઓના ચોખ્ખેચોખ્ખા વ્યવસ્થિત ભાગો પાડી શકાતા નથી. શેતરંજના પાટિયા ઉપર જ લાલ અને કાળા રંગનાં સરખાં ખાનાં પાડીને ઘર દોરી શકાય છે, કારણ તે નિર્જીવ કાષ્ઠમૂર્તિની રંગભૂમિમાત્ર હોય છે; પરંતુ મનુષ્ય–ચરિત્ર એવી સીધી વસ્તુ નથી; તું દલીલને જોરે તેમાં ભાવપ્રધાન કર્મપ્રધાન વગેરે ગમે તેવી અલંધ્ય સીમાઓ આંકી આપે તોયે વિપુલ સંસારના વિચિત્ર કાર્યક્ષેત્રમાં બધું ઊલટપાલટ થઈ જવાનું.

સમાજની કઢાઈની નીચે જો જીવનનો અગ્નિ બળતો ન હોત તો મનુષ્યના વિભાગો બરાબર જેવા ને તેવા અટળ રહેત. પરંતુ જીવનશિખા જ્યારે ભભૂકી ઊઠે છે, ત્યારે આખું માનવચરિત્ર ખળખળ ઊકળવા માંડે છે, ત્યારે નવાં નવાં વિસ્મયજનક વૈચિત્ર્યનો પાર રહેતો નથી. સાહિત્ય એ પરિવર્ત્યમાન જગતનું ચંચળ પ્રતિબિંબ છે. તેને સમાલોચનાશાસ્ત્રનાં વિશેષણ વડે બાંધવાનો પ્રયત્ન મિથ્યા છે. હૃદયવૃત્તિની બાબતમાં સ્ત્રી જ શ્રેષ્ઠ છે એવું કોઈ લખાણ કરી આપી શકે એમ નથી. 'ઓથેલો' તો માનસ–પ્રધાન નાટક છે, પણ તેમાં નાયકના હૃદયાવેગની પ્રબળતા કેવી પ્રચંડ છે! 'કિંગ લિયર'માં હૃદયનું વાવાઝોડું કેવું ભયંકર છે!

વ્યોમ એકાએક અધીરા થઈને બોલી ઊઠ્યા, અરે, તમે નકામા શું કામ ચર્ચા કરો છો! જો ઊંડા ઊતરીને વિચારી જોશો તો માલૂમ પડશે કે કાર્ય એ જ સ્ત્રીલોકોનો ઇલાકો છે. કાર્યક્ષેત્ર સિવાય સ્ત્રીઓને બીજે કોઈ ઠેકાણે સ્થાન નથી. ખરો પુરુષ તો યોગી, ઉદાસીન અને નિર્જનવાસી હોય છે. ખાલ્ડિયાની મરુભૂમિમાં પડ્યો પડ્યો ઘેટાં ચારનાર પુરુષ જ્યારે એકલો ઊંચી નજર કરીને મધ્યરાત્રિના આકાશના ગ્રહનક્ષત્રોની ગતિનો નિર્ણય કરતો હતો, ત્યારે તેને કેવો આનંદ થતો હતો! કઈ સ્ત્રી આવાં નકામાં કામમાં વખત ગાળી શકે? જે જ્ઞાન કશા કામમાં

આવવાનું નથી, તેને માટે કઈ સ્ત્રી જીવન ખર્ચી શકે ? જે ધ્યાનથી કેવળ સંસારથી મુક્ત આત્માનો વિશુદ્ધ આનંદ મળે છે તેનું મૂલ્ય કેટલી સ્ત્રીઓ આંકે છે ? ક્ષિતિના કહેવા પ્રમાણે પુરુષ જો ખરેખર કાર્ય-શીલ હોત, તો મનુષ્યસમાજની આટલી પ્રગતિ થાત નહિ, તો કોઈ નવું તત્ત્વ — કોઈ નવો ભાવ શોધાત નહિ. નિર્જનતામાં, અવકાશમાં જ્ઞાન પ્રગટે છે, ભાવ આવિર્ભાવ પામે છે. ખરો પુરુષ હમેશાં એવી નિર્લિપ્ત નિર્જનતામાં રહે છે. કર્મવીર નેપોલિયન પણ કદી પોતાના કાર્યમાં લપટાયેલો રહેતો નહોતો; તે ગમે ત્યારે ગમે ત્યાં હોય પણ એક પ્રકારના મહા નિર્જન-માં પોતાના ભાવાકાશથી વીંટળાયલો રહેતો — તે હમેશાં પોતાના કોઈક મહાન 'આઈડિયા' (ધ્યેય)થી પરિ-રક્ષિત થઈને તુમુલ કાર્યક્ષેત્રની વચમાં પણ એકાંતવાસ સેવી શકતો. ભીષ્મ તો કુરુક્ષેત્રના યુદ્ધના એક નાયક હતા, છતાં તે ભયંકર જનસંઘર્ષની વચમાં પણ તેમના જેવો એકાકી પુરુષ બીજો કોણ હતો ? તેઓ કામ કરતા હતા કે ધ્યાન ધરતા હતા ? સ્ત્રી જ ખરું કામ કરે છે. તેની અને તેના કામની વચ્ચે કશો અંતરાય હોતો નથી. તે કામમાં એકદમ લપટાઈ ગયેલી—જડાઈ ગયેલી હોય છે. તે જ ખરા જનસમાજમાં વસે છે. સંસાર સાચવે છે. સ્ત્રી જ સાચા અર્થમાં સંપૂર્ણરૂપે સંગ આપી શકે છે, કેમ જાણે તેનો અવ્યવહિત

સ્પર્શ પામી શકાય છે, તે અલગ રહેતી નથી.

દીપ્તિએ કહ્યું, તમારી બધી જ વાત વિચિત્ર હોય છે— કશું જ સમજાય એવું હોતું નથી. સ્ત્રીઓ કામ કરી શકતી નથી એવું હું કહેતી નથી, તમે તેમને કામ કરવા જ ક્યાં દો છો ?

વ્યોમે કહ્યું, સ્ત્રીઓ પોતાના કર્મબંધનથી પોતે જ બંધાઈ ગયેલી છે. બળતો અંગારો જેમ પોતાની રાખ પોતે ભેગી કરે છે, તેમ જ સ્ત્રી પોતાનાં ઢગલાબંધ કામોના અવશેષોથી પોતાને ઘેરી લે છે—તે જ તેનું અંતઃપુર હોય છે—તેની ફરતે લગારે અવકાશ હોતો નથી. તેને જો રાખ ખંખેરી નાખીને બહારના સંસારમાં કાર્યોના ઢગલા વચ્ચે નાખવામાં આવે તો કંઈ જેવો તેવો ભડકો ન થાય ! પુરુષની શી મગદૂર છે કે એટલી ઝડપથી અને એટલું તુમુલ તોફાન મચાવી શકે ! પુરુષને કામ કરતાં વિલંબ લાગે છે; તેની અને તેના કાર્યની વચ્ચે એક લાંબો પંથ હોય છે, તે પંથ ચિંતનથી છવાયેલો હોય છે. સ્ત્રી જો એક વાર બહારના વિપ્લવમાં ભાગ લે, તો પલક વારમાં બધું ભડભડ સળગી ઊઠે. એ પ્રલયકારિણી કાર્યશક્તિને સંસારે બાંધી રાખેલી છે, એ અગ્નિથી કેવળ શયનગૃહનો સંધ્યાદીપ પેટવાય છે, ટાઢથી થરથરતાની ટાઢ ઊડે છે અને ભૂખ્યાને માટે અન્ન તૈયાર થાય છે. જો આપણા સાહિત્યમાં એ સુંદરીરૂપી વહ્નિશિખાઓનું તેજ

દેદીપ્યમાન હોય તો તેમાં આટલી બધી ચર્ચા કરવા જેવું શું છે?

મેં કહ્યું, આપણા સાહિત્યમાં સ્ત્રીને પ્રાધાન્ય મળ્યું છે તેનું મુખ્ય કારણ એ છે કે આપણા દેશની સ્ત્રીઓ આપણા દેશના પુરુષો કરતાં અનેક ગણી શ્રેષ્ઠ છે.

સ્રોતસ્વિનીનું મોં સહેજ લાલ અને હસું હસું થઈ ગયું. દીપ્તિએ કહ્યું, આ વળી તારી અતિશયોક્તિ છે.

હું સમજી ગયો કે દીપ્તિની ઇચ્છા મારો વિરોધ કરીને પોતાની જાતિનાં વધુ ગુણગાન સાંભળવાની છે. મેં તેને કહ્યું કે, સ્ત્રીને વખાણ સાંભળવાં ખૂબ ગમે છે. દીપ્તિએ જોશથી માથું ધુણાવીને કહ્યું, કદી નહિ.

સ્રોતસ્વિનીએ મૃદુ ભાવે કહ્યું, એ વાત સાચી છે. અપ્રિય વાક્ય અમને અત્યંત વધારે અપ્રિય લાગે છે અને પ્રિય વાક્ય અમને ખૂબ મીઠું લાગે છે.

સ્રોતસ્વિની સ્ત્રી હોવા છતાં સાચી વાત કબૂલ કરતાં ખંચાતી નથી.

મેં કહ્યું, તેનું જરા કારણ છે. ગ્રંથકારોમાં કવિ અને કલાકારોમાં ગાયકો વિશેષે કરીને સ્તુતિ–મિષ્ટાન્ન-પ્રિય હોય છે. ખરી વાત એ છે કે, જેમનું કામ મન હરી લેવાનું હોય છે, તેમને માટે સફળતા માપવાનો એકમાત્ર ઉપાય પ્રશંસા જ હોય છે. બીજાં બધાં કાર્યોનાં ફળનાં જુદાં જુદાં પ્રત્યક્ષ પ્રમાણ હોય છે, જ્યારે

મનોરંજનનું પ્રશંસા સિવાય બીજું કોઈ પ્રમાણુ નથી. એટલા માટે ગાયક દરેક વખતે સમ ઉપર આવીને વાહવાની આશા રાખે છે. એટલા માટે જ અનાદર ગુણીઓને આટલો બધો અકારો થઈ પડે છે.

સમીરે કહ્યું, એટલું જ નથી, નિરુત્સાહ મનોરંજનના કાર્યમાં એક મુખ્ય અંતરાયરૂપ છે. શ્રોતાના મનને સામું આવતું જુએ છે ત્યારે જ ગાયકનું મન પોતાની બધી શક્તિ ખીલવી શકે છે. એટલે, પ્રશંસા એ કેવળ તેનો પુરસ્કાર છે એમ નહિ, તેની કાર્યસાધનામાં એક પ્રધાન અંગ પણ છે.

મેં કહ્યું, સ્ત્રીનું પણ મુખ્ય કામ આનંદ આપવાનું છે. તેના આખા અસ્તિત્વને સંગીત અને કવિતાની પેઠે સૌંદર્યમય બનાવી દેવામાં આવે તો તેના જીવનનો ઉદ્દેશ સિદ્ધ થાય. એટલા માટે જ સ્ત્રી પ્રશંસાથી વિશેષ આનંદ પામે છે. એ માત્ર અહંકાર સંતોષવા માટે નથી હોતું; એમાં એને પોતાના જીવનની સાર્થકતા લાગે છે. ત્રુટિ કે અસંપૂર્ણતા બતાવીએ તો તે ઠેઠ તેમના મર્મમાં જઈને ઘા કરે છે. એટલા માટે સ્ત્રી આગળ લોકનિંદા અત્યંત ભયંકર હોય છે.

ક્ષિતિએ કહ્યું, તેં કહ્યું તે ખાસું કવિત્વ જમાવીને કહ્યું, સાંભળતાં સારું લાગ્યું, પરંતુ ખરી વાત એ છે કે, સ્ત્રીના કાર્યનો વિસ્તાર સાંકડો હોય છે. વિશાળ દેશ અને વિશાળ કાળમાં તેને સ્થાન નથી. આજની ઘડી

પૂરતાં સ્વામી–પુત્રને, સગાંવહાલાંને પાડાપડોશીઓને સંતુષ્ટ અને પરિતૃપ્ત કરી શકે તો તેટલાથી જ તેનું કામ સિદ્ધ થઈ જાય છે. જેના જીવનનું કાર્યક્ષેત્ર દૂર દેશમાં અને દૂર કાળમાં વિસ્તરેલું હોય છે, જેના કર્મનાં સારાંમાઠાં ફળ હમેશાં તરતોતરત નજરે પડતાં નથી, તે પાસેનાં માણસોની અને વર્તમાન કાળની નિંદાસ્તુતિ ઉપર આધાર રાખતો નથી. દૂર દૂરની આશા અને વિરાટ કલ્પના, અનાદર ઉપેક્ષા અને નિંદાની વચમાં પણ તેને અવિચલિત બળ અર્પી શકે છે. લોકનિંદા, લોકસ્તુતિ, સૌભાગ્યગર્વ અને માનઅભિમાનથી સ્ત્રી આટલી બધી હલી જાય છે તેનું મુખ્ય કારણ એ છે કે, જીવનની સાથે તેમને રોકડિયો વહેવાર છે, તેમનાં બધાં નફો–નુકસાન વર્તમાનમાં હોય છે; હાથોહાથ જે ફળ મળે છે તે જ તેમની એકમાત્ર કમાણી હોય છે; એટલા માટે તેઓ જરા કસીને કિંમત લેવા ઇચ્છે છે, એક ફૂટી બદામ પણ છોડવા તૈયાર હોતી નથી.

દીપ્તિએ ચિડાઈ જઈને યુરોપ અને અમેરિકાની મોટી મોટી વિશ્વહિતૈષી સ્ત્રીઓના દાખલા શોધવા માંડયા. સ્રોતસ્વિનીએ કહ્યું, બૃહત્ત્વ અને મહત્ત્વ હમેશાં એક નથી હોતાં. અમે બૃહત્ ક્ષેત્રમાં કાર્ય કરતાં નથી એટલે અમારા કાર્યનું ગૌરવ ઓછું છે એ વાત હું કોઈ પણ રીતે માની શકતી નથી. પેશી, સ્નાયુ,

હાડકાં, ચામડી મોટી જગ્યા રોકે છે, પણ મર્મસ્થાન અત્યંત નાનું અને ગુપ્ત હોય છે. અમે આખા માનવ-સમાજના મર્મકેન્દ્રમાં બેઠેલાં છીએ. પુરુષ દેવતાઓ આખલો, પાડો વગેરે જોરાવર પશુઓને વાહન બનાવીને ફરવા નીકળે છે, સ્ત્રીદેવીઓ હૃદય–શતદલવાસિની હોય છે, તેઓ એક વિકસિત ધ્રુવ સૌંદર્યની મધ્યમાં પરિપૂર્ણ મહિમા સહિત બેઠાં હોય છે. પૃથ્વીમાં જો મને ફરી જન્મ મળે તો હું ફરી વાર સ્ત્રી થઈને જન્મું, ભિખારી ન થતાં અન્નપૂર્ણા થાઉં એવી મારી પ્રાર્થના છે. તમે એક વાર કલ્પના તો કરો કે, આખા માનવસંસારમાં રોજ રોજનાં રોગશોક, ભૂખથાક કેટલાં ભયાનક હોય છે, ક્ષણે ક્ષણે કર્મચક્રને લીધે ઊડેલી ધૂળનો ઢગલો કેવો ગંજાવર થતો જાય છે, પ્રત્યેક ઘર સાચવવાનું કામ કેટલો અસીમ પ્રેમ માગી લે છે; જો કોઈ પ્રસન્નમૂર્તિ, પ્રફુલ્લમુખી, ધૈર્યમયી, જનવત્સલ દેવી પ્રત્યેક દિવસના ઓશિકા આંગળ બેસીને તેના ઘગેલા કપાળ ઉપર સ્નિગ્ધ સ્પર્શ કરે, પોતાના કાર્ય-કુશળ સુંદર હાથથી પ્રત્યેક ક્ષણમાંથી તેની મલિનતા દૂર કરે, અને પ્રત્યેક ઘરમાં પ્રવેશ કરીને અથાક સ્નેહથી ત્યાં કલ્યાણ અને શાંતિ ફેલાવ્યા કરે, તો તેમનું કાર્યક્ષેત્ર સંકુચિત છે એમ કહીને તેમના મહિમાનો કોણ અસ્વીકાર કરી શકે એમ છે? જો તે લક્ષ્મીની મૂર્તિનો આદર્શ અંતરમાં ઉજ્જવળ રાખીએ

તો પછી સ્ત્રીજન્મ પ્રત્યે અનાદર નહિ જન્મી શકે.

આ પછી અમે બધા જ થોડી વાર ચૂપ રહ્યા. આ અચાનક નિસ્તબ્ધતાથી સ્રોતસ્વિનીએ ખૂબ શરમાઈ જઈને મને કહ્યું, તમે આપણા દેશની સ્ત્રીઓને વિષે કંઈક કહેતા હતા — વચમાં બીજી ચર્ચા નીકળી એટલે તે વાત દબાઈ ગઈ.

મેં કહ્યું, હું એમ કહેતો હતો કે આપણા દેશની સ્ત્રીઓ આપણા પુરુષો કરતાં અનેક ગણી શ્રેષ્ઠ છે.

ક્ષિતિએ કહ્યું, તેનો પુરાવો ?

મેં કહ્યું, પુરાવો પ્રત્યક્ષ છે. પુરાવો ઘેરઘેર છે. પુરાવો અંતરમાં છે. પશ્ચિમમાં પ્રવાસ કરતા હોઈએ છીએ ત્યારે કોઈ કોઈ વાર એવી નદી જોવામાં આવે છે, જેના ઘણાખરા ભાગમાં ધગધગતી શુષ્ક રેતી ઊડતી હોય છે — માત્ર એક બાજુએ થઈને સ્ફટિકના જેવા સ્વચ્છ જળવાળી સ્નિગ્ધ નદી અતિ નમ્ર મધુર સ્રોતે વહી રહી હોય છે. એ દેખાવ જોઈને આપણો સમાજ યાદ આવે છે. આપણે નિષ્ક્રિય, નિષ્ફળ, નિશ્ચળ રેતીના ઢગલા થઈને પડ્યા છીએ, વાયુના પ્રત્યેક શ્વાસથી ભુરુરુરુ કરતા ઊડી જઈએ છીએ, અને જે કોઈ સિદ્ધિનો કીર્તિસ્તંભ ચણવાનો પ્રયત્ન કરીએ છીએ તે બે દિવસમાં ધસીને પડી જાય છે. અને આપણી ડાબી બાજુએ આપણી સ્ત્રીઓ નીચલે માર્ગે થઈને વિનમ્ર સેવિકાની પેઠે પોતાને સંકોડી લઈને

સ્વચ્છ સુધાસ્રોતરૂપે વહી રહી છે. તેમને એક ઘડીનો પણ વિરામ નથી. તેઓની ગતિ, તેઓની પ્રીતિ, તેઓનું આખું જીવન એક ધ્રુવ લક્ષ્ય રાખીને આગળ વધી રહ્યું છે. આપણે લક્ષ્યહીન છીએ, ઐક્યહીન છીએ, હજારોના પગ તળે કચડાઈએ છીએ છતાં ભેગા થઈ શકતા નથી. જે બાજુ પાણીનો પ્રવાહ છે, જે બાજુ આપણી સ્ત્રીઓ છે, તે બાજુ જ માત્ર સર્વ શોભા, છાયા અને સફળતા રહેલી છે. અને જે બાજુ આપણે છીએ, તે બાજુ ફક્ત મરુની રેતીનો ચકચકાટ, વિપુલ શૂન્યતા અને ધગધગતી ગુલામી રહેલી છે. સમીર, તારું શું કહેવું છે ?

સમીરે સ્રોતસ્વિની અને દીપ્તિ તરફ કટાક્ષપાત કરી હસીને કહ્યું, આજની સભામાં પોતાની અસારતા કબૂલ કરવામાં બે મૂર્તિમંત બાધા રહેલી છે. હું તેમનાં નામ દેવા માગતો નથી. દુનિયામાં બંગાળી પુરુષનો આદર કેવળ તેના અંતઃપુરમાં હોય છે. ત્યાં તે ફક્ત સ્વામી નથી હોતો, દેવ હોય છે. આપણે દેવ નથી, ઘાસ અને માટીનાં પૂતળાંમાત્ર છીએ, એ વાત આપણી ઉપાસિકાઓ આગળ જાહેર કરવાની શી જરૂર છે, ભાઈ ? આ આપણી મુગ્ધ વિશ્વસ્ત ભક્તાણીએ પોતાના હૃદયકુંજનાં બધાં વિકસિત સુંદર પુષ્પો સોનાના થાળમાં સજાવીને આપણે ચરણે ધર્યાં છે, તેને ક્યાં પાછાં કાઢશો ? આપણને દેવસિંહાસન ઉપર બેસાડીને પેલી

જે ચિરવ્રતધારિણી સેવિકા પોતાના ગુપ્ત નિત્ય પ્રેમનો સંધ્યાપ્રદીપ લઈને આપણાં આ ગૌરવહીન મુખની આસપાસ અનંત અતૃપ્તિપૂર્વક લાખો વાર ફેરવીને આરતિ કરે છે, તેની આગળ જો આપણે ખૂબ ઊંચા થઈને નહિ બેસી રહીએ, મૂંગે મોઢે પૂજા ન સ્વીકાર્યા કરીએ, તો એમને સુખ કયાંથી મળશે અને આપણને સન્માન કયાંથી મળશે? એ જ્યારે નાની હતી ત્યારે માટીનાં ઢીંગલાં લઈને એવી રીતે રમતી હતી કે જાણે તેમાં જીવ ન હોય. જ્યારે મોટી થઈ ત્યારે માણસરૂપી ઢીંગલું લઈને તેની એવી રીતે પૂજા કરવા લાગી કે જાણે તે દેવ ન હોય — તે વખતે જો કોઈએ આવીને તેનાં રમવાનાં ઢીંગલાં ભાંગી નાખ્યાં હોત તો શું છોકરી રડત નહિ? આજે જો કોઈ તેનું પૂજાનું ઢીંગલું ભાંગી નાખે તો સ્ત્રીને દુઃખ નહિ થાય? જ્યાં મનુષ્યત્વનું સાચું ગૌરવ હોય છે, ત્યાં મનુષ્યત્વ છદ્મવેશ ધારણ કર્યા વગર સન્માન મેળવી શકે છે; જ્યાં મનુષ્યત્વનો અભાવ હોય છે, ત્યાં દેવત્વનો દેખાડ કરવો પડે છે. દુનિયામાં કયાંયે જેમની સત્તા કે પ્રતિષ્ઠા નથી તેઓ શું સાધારણ માનવ તરીકે સ્ત્રી પાસેથી સન્માનની આશા રાખી શકે ખરા? પણ આપણે તો એક એક દેવ છીએ, એટલે આવાં સુંદર સુકોમળ હૃદયોની સહેજ પણ સંકોચ વગર આપણા કાદવવાળા પગ માટે પાદપીઠ બનાવી

શક્યા છીએ.

દીપ્તિએ કહ્યું, જેનામાં સાચું મનુષ્યત્વ છે, તે માણુસ હોવા છતાં દેવના જેવી પૂજા સ્વીકારવામાં શરમ અનુભવે છે. અને જો તેને પૂજા મળી રહે છે તો પોતાને તે પૂજાને યોગ્ય બનાવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ બંગાળ દેશમાં એવું જોવામાં આવે છે કે, પુરુષો પોતાના દેવત્વની નિર્લજ્જપણે બડાઈ હાંકે છે. જેની યોગ્યતા જેટલી ઓછી, તેટલો તેનો આડંબર વધારે. આજકાલ સ્ત્રીઓને પતિમાહાત્મ્ય અને પતિ-પૂજા શીખવવા માટે પુરુષો તનમન અને વચનથી મંડી પડ્યા છે. આજકાલ નૈવેદ્યનું પ્રમાણુ કંઈક ઘટતું જાય છે એટલે તેમના મનમાં આશંકા પેઠી છે. પરંતુ પત્નીઓને પૂજા કરવાનું શીખવવા કરતાં પતિઓને દેવ થવાનું શીખવ્યું હોય તો તે લેખે લાગત. પતિ-દેવની પૂજા ઓછી થતી જાય છે એમ કહીને જેઓ આધુનિક સ્ત્રીઓની મશ્કરી કરે છે, તેમનામાં જો લેશ પણુ રસિકતા હોત તો તે મશ્કરી પાછી વળીને તેમને પોતાને જ વીંધી નાખત! બંગાળી સ્ત્રીઓએ પૂર્વ-જન્મમાં કેટલાં બધાં પુણ્ય કર્યાં હશે એટલે તેને આવા દેવલોકમાં જન્મ મળ્યો છે. શી એ દેવની કાંતિ! શું એ દેવનું માહાત્મ્ય!

સ્રોતસ્વિનીને માટે આ ઉત્તરોત્તર અસહ્ય થઈ પડવા માંડ્યું. તેણે માથું ધુણાવીને ગંભીરતાપૂર્વક કહ્યું, તમે

લોકો ઉત્તરોત્તર સૂર એવો નિખાદ ઉપર ચડાવતા જાઓ છો કે, આપણા સ્તવગાનમાં જે કંઈ માધુર્ય હતું તે ધીમે ધીમે ઘટતું જાય છે. એ વાત જો સાચી હોય કે, અમે તમારી જે મોટાઈ ગાઈએ છીએ તેને તમે લાયક નથી, તો શું તમે પણ અમને ખોટે ખોટાં ચડાવી મૂકતા નથી? તમે જો દેવ ન હો તો અમે પણ દેવી નથી. આપણે જો બંને એકબીજાનાં દેવદેવી હોઈએ, તો પછી ઝઘડો કરવાનું પ્રયોજન શું છે? વળી અમારામાં પણ કંઈ બધા ગુણ ભર્યા નથી—હૃદયની મોટાઈમાં જો અમે શ્રેષ્ઠ હોઈશું તો મનની મોટાઈમાં તમે શ્રેષ્ઠ છો.

મેં કહ્યું, મધુર કંઠસ્વરે આ સ્નિગ્ધ વચનો બોલીને તેં બહુ સારું કર્યું. નહિ તો દીપ્તિનાં વાક્યબાણના વર્ષણ પછી સાચી વાત કહેવી મુશ્કેલ થઈ પડત. દેવી, તમો કેવળ કવિતામાં દેવી છો, મંદિરમાં અમે દેવ છીએ. દેવને જે કાંઈ ભોગ મળવાનો હોય તેના ઉપર અમારો હક્ક છે, અને તમારે માટે ફક્ત મનુસ્મૃતિમાં બે કે અઢી શ્લોકો છે. તમે અમારી એવી દેવીઓ છો કે તમને પણ સુખસંપત્તિનો હક છે એવું કહીએ તોયે હાંસીપાત્ર ઠરીએ છીએ. આખી પૃથ્વી અમારી છે, બાકીનો ભાગ તમારો છે; ભોજન વખતે અમે, ઉચ્છિષ્ટ વખતે તમે. પ્રકૃતિની શોભા, ખુલ્લી હવા, આરોગ્યપ્રદ ભ્રમણ અમારે માટે છે અને દુર્લભ માનવજન્મ ધારણ

કરીને કેવળ ઘરનો ખૂણો, માંદગીની પથારી અને બારીનાં બાકોરાં તમારે માટે છે! અમે દેવ બનીને બધી પદસેવા પામીએ છીએ, તમે દેવી થઈને બધું પદપીડન સહો છો—જરા ધ્યાન દઈને જોશો તો આ બે દેવત્વમાં ફેર માલૂમ પડશે.

સમીરણે કહ્યું, બંગાળી સાહિત્યમાં સ્ત્રીપાત્રોનું પ્રાધાન્ય છે તેનું કારણ એ છે કે, બંગાળી સમાજમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે.

મેં કહ્યું, બંગાળ દેશમાં પુરુષનું કશું કામ નથી. એ દેશમાં ગૃહસ્થાશ્રમ સિવાય બીજું કશું છે જ નહિ. એ ઘર માંડવાનું અને ભાંગવાનું કામ સ્ત્રીઓ જ કર્યા કરે છે. આપણા દેશમાં સારીનરસી બધી શક્તિ સ્ત્રીના હાથમાં હોય છે; આપણી સ્ત્રીઓ તે શક્તિ લાંબા સમયથી વાપરતી આવી છે. એક નાની સરખી પાતળી ચકચકતી સ્ટીમબોટ જેમ ગંજાવર બોજો લાદેલી ગધેડિયા બોટને પ્રવાહની અનુકૂળ કે પ્રતિકૂળ દિશામાં ખેંચી લઈ જાય છે, તે પ્રમાણે આપણા દેશની ગૃહિણી વટવહેવાર અને સગપણસંબંધોથી ભરેલા આ વિશાળ સંસારને તેમ જ સ્વામી નામના ચલનશક્તિ વગરના એક અનાવશ્યક બોજાને પોતાની પાછળ તાણતી લાવી છે. બીજા દેશોમાં પુરુષો સંધિ વિગ્રહ, રાજ્યવહીવટ વગેરે મોટાં મોટાં પુરુષોચિત કાર્યોમાં ઘણો સમય રોકાયેલા રહીને પોતાને માટે

સ્ત્રીઓથી સ્વતંત્ર એક જુદો જ સ્વભાવ ઘડી લે છે. આપણા દેશમાં પુરુષો ગૃહપાલિત, માતૃશાસિત અને પત્નીચાલિત હોય છે. કોઈ પણ જાતના મહાન ભાવનામાં, મહાન કાર્યોમાં કે વિશાળ ક્ષેત્રમાં તેમના જીવનનો વિકાસ થયો નથી; અને તેમ છતાં પરાધીનતાની પીડા, ગુલામીની હીનતા, અને નબળાઈની નામોશી તેમને નીચી મૂંડીએ સહન કરવી પડી છે. તેમને પુરુષનું કોઈ કર્તવ્ય કરવું પડ્યું નથી અને કાપુરુષનાં બધાં અપમાન સહન કરવાં પડ્યાં છે. સદ્ભાગ્યે સ્ત્રીને કદી બહાર જઈને કામ શોધવું પડતું નથી, વૃક્ષની ડાળે જેમ ફૂલફળ બેસે છે તેમ કામ તેના હાથમાં આપોઆપ આવીને પડે છે; તેનામાં જે ઘડીએ પ્રેમભાવના જાગ્રત થાય છે તે ઘડીથી તેનું કર્તવ્ય શરૂ થાય છે; તે ઘડીથી તેનું ચિંતન, વિવેચન, દલીલ, કાર્ય, તેની આખી ચિત્તવૃત્તિ જાગ્રત બની જાય છે; તેનું આખું ચારિત્ર્ય ખીલવા માંડે છે. બહારનો કોઈ પણ રાષ્ટ્રવિપ્લવ તેના કાર્યમાં વિક્ષેપ કરતો નથી, તેના ગૌરવમાં ઘટાડો કરતો નથી, રાષ્ટ્રીય પરાધીનતામાં પણ તેનું તેજ જળવાઈ રહે છે.

સ્રોતસ્વિની તરફ ફરીને મેં કહ્યું, આજે અમે નવી કેળવણી અને વિદેશી ઈતિહાસમાંથી પુરુષાર્થનો નવો આદર્શ પ્રાપ્ત થવાથી બહારના કાર્યક્ષેત્ર તરફ દોડવાનો પ્રયત્ન કરીએ છીએ. પણ ભીનાં લાકડાં

ભાગતાં નથી, કટાયલું ચક્ર ચાલતું નથી; ભાગે તેના કરતાં ધુમાડો વધારે થાય છે, ચાલે તેના કરતાં ખડખડાટ વધારે કરે છે. અમે હંમેશાં નિષ્ક્રિયતાપૂર્વક કેવળ પક્ષાપક્ષી, કાન કરડાકરડી કરતા રહ્યા છીએ, જ્યારે તમે હંમેશાં તમારું કામ કરતાં આવ્યાં છો. એથી કરીને તમારી પાસે ચારિત્ર નામે એક આગવી વસ્તુ છે, પાત્ર છે. પોતાની વસ્તુ હોયા વગર પારકાની વસ્તુ લઈ શકાતી નથી, અને લઈને પોતાની કરી શકાતી નથી. એટલે હજી અમારો ભાર તમારે ઉપાડવો પડશે. તમારે અમને કામે લગાડવા જોઈશે, અમારો બાહ્યાડંબર દૂર કરવો પડશે, અમારું અપમાન ઘટાડવું પડશે, અમારા મિથ્યાભિમાનના ચૂરા કરવા પડશે, અમારી શ્રદ્ધા જીવતી રાખવી પડશે અને આસપાસના દેશકાળ સાથે અમારો મેળ સાધી આપવો પડશે. ટૂંકમાં, દેશની બધી ગધેડિયા ભોટોને તમારે આશરે લેવી પડશે. તેઓ જરા જરા વાક્યવાયુનો શઢ ઉડાવતાં શીખ્યા છે એટલે બહુ મોટા થઈ ગયા છે, એમ માનશો નહિ—એમનામાં હજી એક પ્રકારના આત્મબળની, આત્મસન્માનની, એક પ્રકારના સુનિયમિત તેજની જરૂર છે. ગળામાં સાહેબના જેવી 'ટાઈ' અને પીઠ ઉપર સાહેબના ધબ્બા, એ પરિસ્થિતિ અમારે માટે માનભરી નથી. કોઈ વાર મધુર તો કોઈ વાર તીખા અવાજે આ શિખામણ તમે અમને નહિ આપો તો

બીજો ઉપાય મને દેખાતો નથી. આ પોષેલા પ્રાણીના ગળામાંની ચકચકતી સાંકળ કાપી નાખો અને એના લાંબા કાન પકડીને તેમાં આટલો મંત્ર ફૂંકી દો કે જેમ ભાતશાકનો ઉપયોગ ખાવા માટે કરવામાં આવે ત્યારે જ પવિત્ર ગણાય, પરંતુ કપાળે કે માથે લપેટીને અમારી પાસે અન્ન છે એવું જાહેર કરવા માટે કરવામાં આવે ત્યારે અપવિત્ર ગણાય, તેમ કેળવણી પણ શરીરે ને માથે લપેટવા માટે નથી, પચાવીને મનની ઉન્નતિ કરવા માટે, કામમાં લગાડવા માટે છે.

સ્રોતસ્વિની બીજું કંઈ બોલ્યા વગર કૃતજ્ઞતાપૂર્ણ સ્નેહદૃષ્ટિથી મારા લલાટને સ્પર્શીને ઘરકામમાં ચાલી ગઈ.

## ૪

# ગામડામાં

અત્યારે ભાદરવો મહિનો ચાલે છે. આસપાસ બધે પાણી ફરી વળ્યાં છે. માત્ર ડાંગરનાં ખેતરનાં માથાં જરા જરા દેખાય છે. ખૂબ દૂર દૂર ઝાડની ઘટાથી ઘેરાયેલું એક એક ગામ ટેકરા ઉપર ટાપુ જેવું દેખાય છે.

અહીંના માણસો એવા માયાળુ સ્વભાવના, એવા સરળ અને વિશ્વાસુ છે કે, આપણને એવું લાગે કે, આદમ અને હવાએ જ્ઞાનવૃક્ષનાં ફળ ખાધાં તે પહેલાં જ આ લોકોના વંશના મૂળ પુરુષને જન્મ આપ્યો હશે. તેથી કરીને શયતાન જો એમના ઘરમાં આવીને પેસી જાય તો તેનો પણ એ લોકો બાળકની પેઠે વિશ્વાસ કરે અને માન્ય અતિથિની પેઠે પોતાના ખાવાનામાંથી તેને ભાગ આપી તેની સેવા કરે.

એ માણસોનાં સ્નિગ્ધ હૃદયાશ્રમમાં વાસ કરી રહ્યો છું એવે વખતે અમારી પંચભૂત–સભાના કોઈ

એક સજ્જને મને કેટલીક છાપાંની કાપલીઓ મોકલી આપી છે. પૃથ્વી ફરે છે, સ્થિર નથી એટલી યાદ આપવાનો જ તેમનો ઉદ્દેશ હતો. તેમણે લંડનથી પારીસથી કેટલીક ખબરોનો વંટોળ ભેગો કરીને ટપાલ મારફતે આ જલનિમગ્ન શ્યામસુકોમળ ડાંગરનાં ખેતરમાં મોકલી આપ્યો છે.

એક રીતે જોતાં તેમણે સારું જ કર્યું છે. છાપાં વાંચીને મને ઘણા ઘણા વિચારો આવ્યા, જે કલકત્તામાં રહેતો હોત તો મને બરાબર સમજાત નહિ.

હું વિચારવા લાગ્યો, અહીંના આ બધા અભણ અબૂઝ ખેડુ મજૂરો છે તેમની સિદ્ધાંતની દૃષ્ટિએ હું જંગલી કહીને અવગણના કરું છું, પરંતુ પાસે આવતાં હું ખરેખર એમને આત્મીયની પેઠે ચાહું છું, અને મેં એ પણ જોયું છે કે મારું અંતઃકરણ છૂપું છૂપું તેમના પ્રત્યે એક પ્રકારની શ્રદ્ધા દાખવે છે.

પરંતુ લંડન–પારીસની સાથે સરખાવીએ તો એ બચારાંને ક્યાં સ્થાન મળે! ક્યાં તે શિલ્પ, ક્યાં તે સાહિત્ય, ક્યાં તે રાજનીતિ! દેશને માટે પ્રાણ પાથરવાની તો વાત દૂર રહી, દેશ કોને કહે છે એની પણ આ લોકોને ખબર નથી.

આ બધી વાતનો સંપૂર્ણરૂપે વિચાર કર્યા છતાં મારા મનમાં એક દૈવી વાણી ગાજવા લાગી — તેમ છતાં આ અબૂઝ સરળ માણસો કેવળ પ્રેમ જ નહિ

શ્રદ્ધાને પાત્ર છે.

હું શા માટે એમના પ્રત્યે શ્રદ્ધા રાખું છું તેનો વિચાર કરતો હતો. મને માલૂમ પડ્યું કે એમનામાં એક પ્રકારનો સરળ વિશ્વાસ રહેલો છે તે અત્યંત કીમતી છે. એટલું જ નહિ, તે જ મનુષ્યત્વની સનાતન સાધનાની વસ્તુ છે. જો મનની વાત ખોલીને કહું તો મારે એટલું કબૂલ કરવું જોઈએ કે, મારે મન એના કરતાં મધુર બીજું કશું નથી.

તે સરળતા જો ચાલી ગઈ તો સભ્યતાનું બધું સૌંદર્ય ચાલ્યું જાય. કારણ, સ્વાસ્થ્ય ચાલ્યું જાય. સરળતા જ મનુષ્ય સ્વભાવનું સ્વાસ્થ્ય છે.

જેટલો ખોરાક લઈએ તેટલો જો પચી જાય તો શરીરનું સ્વાસ્થ્ય સચવાય. મસાલેદાર, ઘીમાં તળેલા સ્વાદિષ્ટ ચર્વ્યચોષ્યલેહ્ય પદાર્થો સ્વાસ્થ્ય નથી કહેવાતા.

બધા જ્ઞાનને અને મતોને સંપૂર્ણપણે પચાવી સ્વભાવની સાથે એકાકાર કરી લેવાં એ સ્થિતિનું નામ જ સરળતા, તે જ માનસિક સ્વાસ્થ્ય. નાનાવિધ જ્ઞાન અને ભાતભાતની માન્યતાઓને મનનું સ્વાસ્થ્ય નથી કહેતા.

અહીંના આ અજ્ઞાન ગ્રામલોકો જે જ્ઞાન અને માન્યતાઓથી સંસાર વહેવાર નભાવે છે, તે બધાં જ એમના સ્વભાવ સાથે એકરસ થઈ ગયેલાં છે. જેમ શ્વાસનિઃશ્વાસ અને રુધિરાભિસરણ આપણા હાથની

વાત નથી, તેમ આ બધી માન્યતાઓ ધરાવવી ન ધરાવવી એ એમના હાથની વાત નથી. તેઓ જે કંઈ જાણે છે. જે કાંઈ માને છે તે બિલકુલ સ્વાભાવિકપણે જાણે છે, અને સ્વાભાવિકપણે માને છે. તેથી કરીને તેમના મતામત તેમના જ્ઞાનની સાથે, તેમની શ્રદ્ધાની સાથે, તેમના કાર્યની સાથે, માણસની સાથે એકરૂપ થઈ ગયા છે.

એક દાખલો આપું. અતિથિ ઘેર આવે એટલે એ લોકો તેને કદી પાછો કાઢતા નથી. આંતરિક ભક્તિપૂર્વક પ્રસન્ન ચિત્તે તેની સેવા કરે છે. તેટલા ખાતર વેઠવું પડતું કોઈ પણ નુકસાન તેમને નુકસાન લાગતું નથી, કોઈપણ શ્રમ તેમને શ્રમ લાગતો નથી. હું પણ આતિથ્યને કેટલેક અંશે ધર્મ સમજું છું, પરંતુ તે પણ કેવળ બુદ્ધિથી, અંતરની શ્રદ્ધાથી નહિ. અતિથિને જોતાંવેંત મારું આખું ચિત્ત તત્ક્ષણ તત્પર થઈને અતિથ્ય તરફ ધસી જતું નથી. હું મનમાં ભાતભાતના તર્કો અને વિચારો કર્યા કરું છું. એ સંબંધે કોઈ પણ શ્રદ્ધા મારા સ્વભાવમાં એકરસ થઈ ગયેલી નથી.

પરંતુ સ્વભાવના ભિન્ન ભિન્ન અંશો વચ્ચે અવિચ્છેદ્ય એકતા સ્થાપવી એ જ મનુષ્યત્વનું અંતિમ લક્ષ્ય છે. નીચલીમાં નીચલી શ્રેણીના જીવોમાં એવું જોવામાં આવે છે કે, તેમનાં અંગોપાંગો છેદી નાખીએ તોયે, તેમના બેચાર ટુકડા કરી નાખીએ તોયે તેમને

કશી લાભહાનિ થતી નથી. પરંતુ જીવો જેમ જેમ ઉન્નતિ સાધતા ગયા છે, તેમ તેમ તેમનાં અંગોપાંગો વચ્ચે વધુ ગાઢ ઐક્ય સ્થપાયું છે.

માનવસ્વભાવમાં પણ જ્ઞાન, શ્રદ્ધા અને કાર્યમાં ભિન્નતા હોય એ ઉન્નતિની નીચલી પાયરી ગણાય છે. ત્રણે વચ્ચે અભેદ સાધવો એ જ અંતિમ ઉન્નતિ છે.

પરંતુ જ્યાં જ્ઞાન, શ્રદ્ધા અને કાર્યમાં વૈચિત્ર્ય નથી હોતું ત્યાં આ ઐક્ય સ્થાપવું પ્રમાણમાં સહેલું હોય છે. ફૂલને માટે સુંદર હોવું જેટલું સહજ છે તેટલું જીવદેહો માટે નથી. જીવદેહનાં વિવિધ કાર્યોપયોગી નાનાવિધ અંગોપાંગોના સમૂહમાં તેટલી સંપૂર્ણતા મળવી બહુ મુશ્કેલ છે. પ્રાણીઓ કરતાં મનુષ્યમાં એ સંપૂર્ણતા વળી વધુ દુર્લભ હોય છે. માનસિક પ્રકૃતિને પણ આ વાત લાગુ પડે છે.

મારા આ નાના ગામડાના ખેડૂતોના સ્વભાવમાં જે ઐક્ય જોવામાં આવે છે તેમાં બૃહત્ત્વ કે જટિલતા કશું જ નથી. આ ધરતીને ખૂણે, ધાન્યનાં ખેતરમાં કેટલીક સામાન્ય જરૂરિયાતો સંતોષી જીવન નિભાવવા માટે ઝાઝા દર્શન વિજ્ઞાન કે સમાજશાસ્ત્રની જરૂર પડતી નથી. જે કેટલીક પ્રાથમિક પરિવારનીતિ, ગ્રામનીતિ અને પ્રજાનીતિની જરૂર પડે છે તે ખૂબ સહેલાઈથી માણસના જીવનની સાથે ભળી જઈને અખંડ જીવંતરૂપ ધારણ કરી શકે છે. તોપણ ક્ષુદ્ર હોવા

છતાંયે એમાં જે એક પ્રકારનું સૌંદર્ય છે, તે ચિત્તને આકર્ષ્યા વગર રહેતું નથી, અને એ સૌંદર્ય અશિક્ષિત ક્ષુદ્ર ગામડામાંથી પદ્મની પેઠે ખીલી ઊઠીને આખા ગર્વિત સભ્ય સમાજને એક આદર્શ પૂરો પાડે છે. તેથી લંડન અને પારીસનો તુમુલ સભ્યતા–કોલાહલ દૂરથી છાપાં મારફતે કાને આવીને અથડાય છે તેમ છતાં મારું ગામડું મારા હૃદયમાં આજે પ્રધાનસ્થાન રોકીને બેઠું છે.

ભાતભાતના વિચારોથી વિક્ષિપ્ત થયેલા મારા ચિત્ત આગળ આ નાનકડા ગામડાએ તંબૂરાના સરળ સૂરના જેવો એક નિત્ય આદર્શ ખડો કર્યો છે. તે કહે છે, હું મોટું નથી, આશ્ચર્યજનક નથી, પરંતુ હું નાના વિસ્તારમાં સંપૂર્ણ છું, તેથી બીજી બધી ઊણપો હોવા છતાં મારામાં જે એક પ્રકારનું માધુર્ય છે તેનો સ્વીકાર કર્યા વગર ચાલે એમ નથી. હું નાનું હોવાને કારણે તુચ્છ છું, પરંતુ સંપૂર્ણ હોવાને કારણે સુંદર છું અને એ સૌંદર્ય તમારા જીવનનો આદર્શ છે.

ઘણા મારી વાત સાંભળીને હસવું રોકી નહિ શકે, પણ તેમ છતાં મારે કહેવું જોઈએ કે, આ મૂઢ ખેડૂતોના સૌંદર્યહીન મુખમાં હું એક પ્રકારનું સૌંદર્ય જોઈ શકું છું, જે રમણીના સૌંદર્યના જેવું છે. હું પોતે જ એથી નવાઈ પામ્યો છું અને મને ઘણી વાર વિચાર આવ્યો છે કે એ સૌંદર્ય શાનું છે? મને એનો

એક જવાબ સૂઝ્યો છે.

જેની પ્રકૃતિ કોઈ એક વિશેષ સ્થાયી ભાવને અવલંબીને રહે છે, તેના મુખ ઉપર તે ભાવ ધીમે ધીમે એક સ્થાયી લાવણ્ય અંકિત કરી દે છે.

મારા આ બધા ગ્રામજનો જન્મથી માંડીને કેટલાક સ્થિર ભાવો પ્રત્યે સ્થિર દૃષ્ટિ માંડી રહેલા છે, તે કારણે તે ભાવોને એમની દૃષ્ટિમાં પોતાને અંકિત કરી દેવાને લાંબો અવકાશ મળ્યો છે. તેથી એમની દૃષ્ટિમાં એક પ્રકારનું કરુણ ધૈર્ય, એમના મુખ ઉપર એક પ્રકારની નિર્ભરપરાયણ વત્સલતા સ્થિર ભાવે પ્રગટ થાય છે.

જેઓ બધી જ શ્રદ્ધા વિષે પ્રશ્ન ઉઠાવે છે અને જુદા જુદા વિરોધી ભાવને કસી જુએ છે તેમના મુખ ઉપર એક પ્રકારની બુદ્ધિની તીવ્રતા અને શોધકવૃત્તિની પટુતા પ્રગટ થાય છે, પરંતુ ભાવના ગંભીર સ્નિગ્ધ સૌંદર્ય કરતાં તે ખૂબ જુદી હોય છે.

હું જે નાનકડી નદીમાં હોડી લઈને રહેલો છું તેમાં વહેણ નથી એમ કહીએ તોયે ચાલે, અને તેથી એ નદી કુમુદ અને કહ્લારથી, પદ્મ અને શેવાળથી છવાઈ ગયેલી છે. એ રીતે કોઈ પ્રકારના સ્થાયિત્વનો આધાર ન મળે તો ભાવસૌંદર્ય પણ ઊંડાં મૂળ જમાવીને પોતાને ખીલવવાનો અવકાશ પામતું નથી.

ઘરડા યુરોપને તરુણ અમેરિકામાં મુખ્ય ભેદ એ ભાવની લાગે છે. તેનામાં ઉજ્જ્વળતા છે, ચંચળતા

છે, કઠિનતા છે, પરંતુ ભાવની ગભીરતા નથી. તે બહુ વધારે પડતું તરુણ છે, તેમાં ભાવ પેદા થવાનો વખત મળ્યો નથી. હજી પણ ત્યાંની સભ્યતા માણસની સાથે ભળી જઈને માણસના હૃદય વડે રંગાઈ ગઈ નથી. પ્રાચીન યુરોપના છિદ્રેછિદ્રમાં, ખૂણેખૂણામાં અનેક શ્યામલ પુરાતન ભાવોએ પાંગરીને તેને નાનાવિધ લાવણ્યથી શોભાયમાન બનાવ્યું છે, અમેરિકામાં એ લાવણ્ય નથી. હજી તેને અનેક સ્મૃતિ, લોકવાયકા, માન્યતા અને સંસ્કારો દ્વારા માનવજીવનનો રંગ પાકો લાગ્યો નથી.

મારા આ ખેડૂતોના મુખ ઉપર અંતર્પ્રકૃતિનો તે રંગ બેસી ગયેલો છે. સરળતાની તે પુરાતન શ્રી (સુંદરતા) બધાને બતાવવાની મને ખૂબ ઇચ્છા થાય છે. પરંતુ એ શ્રી એટલી તો સુકુમાર છે કે, કોઈ જો એમ કહે કે મને એ દેખાતી નથી અને કોઈ જો હસે તો તે આંગળી ચીંધીને બતાવવી મારી શક્તિની બહારની વાત છે.

આ છાપાંની કાપલીઓ વાંચું છું અને મને થાય છે કે, જે નમ્ર છે તે જ પૃથ્વીનો અધિકાર પામશે. હું જે નમ્રતા અહીં જોઉં છું તેને એક પ્રકારનો સ્વર્ગીય અધિકાર છે. પૃથ્વીમાં સૌંદર્ય કરતાં નમ્ર બીજું કશું નથી, તે બળને જોરે કશું કામ કરવા માગતું નથી, એક સમયે પૃથ્વી તેની થશે. આ

ગ્રામવાસિની, સુંદર સરળતા આજે એક નગરવાસી નવસભ્યતાના પોષ્યપુત્રનું મન અકલ્પ્ય રીતે હરી રહી છે, તે એક સમયે આ આખી સભ્યતાની રાજ-રાણી થઈને બેસશે. હજી કદાચ તેને ઘણો વિલંબ હશે. પરંતુ છેવટે જતાં સભ્યતા જો સરળતાની સાથે મળી નહિ જાય તો તે પોતાના પરિપૂર્ણતાના આદર્શથી ભ્રષ્ટ થશે.

મેં પહેલાં જ કહ્યું છે કે ભાવસૌંદર્યનો આધાર સ્થાયિત્વ ઉપર હોય છે. પુરાતન સ્મૃતિમાં જે સૌંદર્ય રહેલું હોય છે તે કેવળ તે અપ્રાપ્ય હોય છે એ કારણે નથી હોતું; હૃદય લાંબા વખત સુધી તેના ઉપર વાસ કરી શકે છે તેથી હજારો જીવંત કલ્પના-સૂત્રો પ્રસારીને તેને પોતાની સાથે એકાકાર કરી શકે છે, તેમાં તેનું માધુર્ય રહેલું છે. પ્રાચીન ઘર કે પ્રાચીન દેવમંદિરના પ્રધાન સૌંદર્યનું કારણ એ હોય છે કે, લાંબા સમયના સ્થાયિત્વને કારણે તેઓ માણસની સાથે અત્યંત સંકળાઈ ગયાં હોય છે, તેઓ સતત માનવહૃદયના સંસર્ગને લીધે પૂરેપૂરાં જીવંત બની ગયાં હોય છે — સમાજની સાથેનું તેમનું બધા પ્રકારનું જુદાપણું દૂર થઈ જઈને તેઓ સમાજનું અંગ બની ગયાં હોય છે. એ ઐક્યમાં જ તેમનું સૌંદર્ય રહેલું છે. માનવસમાજમાં સ્ત્રી સૌથી પુરાતન છે, પુરુષ નાનાવિધ કાર્યો, નાનાવિધ અવસ્થાઓ,

નાનાવિધ ફેરફારોમાં સદા ચંચળભાવે વહેતો આવ્યો છે; સ્ત્રી સ્થાયી ભાવે કેવળ જનની અને પત્નીરૂપે વિરાજમાન છે, કોઈ પણ વિપ્લવે તેને ચળાવી નથી; એથી કરીને સમાજના મર્મમાં સ્ત્રી આટલી સુંદર રીતે સંહત રીતે ભળી ગયેલી છે; માત્ર એટલું જ નહિ તે કારણે તે પોતાના ભાવ કાર્ય અને શક્તિ સાથે આટલી સંપૂર્ણપણે એક રસ થઈ ગઈ છે—આ દુર્લભ સર્વાંગીણ ઐક્ય પામવાને માટે તેને લાંબો સમય મળ્યો હતો.

એ પ્રમાણે જ્યારે લાંબા સમય સુધી સ્થાયી રહેવાને પરિણામે તર્ક, યુક્તિ, જ્ઞાન ધીમે ધીમે સંસ્કાર અને શ્રદ્ધાનું રૂપ ધારણ કરે છે ત્યારે જ તેનું સૌંદર્ય પ્રગટ થાય છે. ત્યારે તે સ્થિર ઊભું રહે છે અને અંદર જીવનનાં જે બીજ હોય છે તે માણસના દીર્ઘકાળના આનંદરૂપી પ્રકાશથી અને અશ્રુરૂપી જળના વર્ષણથી અંકુરિત થઈને તેને ઢાંકી દે છે.

યુરોપમાં હમણાં એક નવી સભ્યતાનો યુગ શરૂ થયો છે. એ યુગમાં ઉત્તરોત્તર નવાં નવાં જ્ઞાન વિજ્ઞાન અને મતામતના ઢગલા ખડકાયા છે; સાંચા–યંત્રો સાધનસામગ્રી એટલાં વધી ગયાં છે કે ક્યાંય પગ મૂકવાની જગ્યા રહી નથી. ચાલુ અસ્થિરતાને કારણે કશું જ જૂનું થઈ શકતું નથી.

પરંતુ હું જોઉં છું કે આ બધી સાધનસામગ્રીની વચમાં માનવહૃદય કેવળ રડયા કરે છે.

તેનું કારણ એ છે કે, માનવહૃદય જ્યાં સુધી આ વિપુલ સભ્યતાના ઢગલામાં એક સુંદર ઐક્ય સ્થાપી શકશે નહિ, ત્યાં સુધી તે એમાં કદી આરામથી સંસાર માંડીને સ્થિર થઈ શકવાનું નથી. ત્યાં સુધી તે કેવળ અસ્થિર અને અશાંત ભાવે ભટકયા કરશે. બીજું બધું જ ભેગું થયું છે, માત્ર હજી સ્થાયી સૌંદર્યની, નવસભ્યતાની રાજલક્ષ્મીની પધરામણી થઈ નથી. જ્ઞાન, શ્રદ્ધા અને કાર્ય પરસ્પરને સદા પીડી રહ્યાં છે — ઐક્ય પામવા માટે નહિ, વિજય પામવા માટે માંહોમાંહે યુદ્ધ મચી રહ્યું છે.

સૌંદર્ય કેવળ પ્રાચીન સ્મૃતિમાં રહેલું હોય છે એમ નથી, નવીન આશામાં પણ સૌંદર્ય હોય છે, પરંતુ કમનસીબે યુરોપની નવી સભ્યતામાં હજી આશાનો સંચાર થયો નથી. વૃદ્ધ યુરોપ અનેક વાર અનેક આશાઓની બાબતમાં છેતરાયું છે; જે બધા ઉપાયો ઉપર તેને ભારે વિશ્વાસ હતો તે બધાને એકે એકે તેણે વ્યર્થ થતા જોયા છે. ફ્રાંસની રાજ્યક્રાંતિને ઘણા એક મહાન પ્રયત્નનું વ્યર્થ પરિણામ ગણે છે. એક સમયે લોકો એવું માનતા હતા કે, બધા માણસોને મત આપવાનો અધિકાર આપ્યો એટલે દુનિયાનાં મોટા ભાગનાં અનિષ્ટો દૂર થઈ જશે — આજે બધા

મતાધિકાર ભોગવે છે તેમ છતાં મોટા ભાગનાં અનિષ્ટો વિદાય લેવાની કોઈ પણ પ્રકારની તત્પરતા બતાવતાં નથી. એક વખતે લોકોને વળી એવી આશા હતી કે, સ્ટેટ મારફતે માણસની બધી દુર્દશાઓ દૂર થઈ શકશે, પણ હવે પાછી વિદ્વાનોને એવી આશંકા લાગવા માંડી છે કે, સ્ટેટ મારફતે દુર્દશા દૂર કરવાનો પ્રયત્ન કરવા જતાં પરિણામ વિપરીત આવવાનો જ સંભવ છે. કોલસાની ખાણ, કાપડની મિલ અને વિજ્ઞાનશાસ્ત્ર ઉપર કોઈ કોઈને કંઈક કંઈક વિશ્વાસ બેસે છે, પરંતુ તેટલાથી પણ દ્વિધા દૂર થતી નથી; અનેક મોટા મોટા માણસો એવું કહે છે કે, યંત્રો દ્વારા મનુષ્ય સંપૂર્ણતાને પામી શકતો નથી. આધુનિક યુરોપ કહે છે કે, આશા રાખશો નહિ, વિશ્વાસ રાખશો નહિ, કેવળ પ્રયોગ કરજો.

નવયુવાન સભ્યતા કેમ જાણે એક વૃદ્ધ પતિને પરણી છે. તેની પાસે સમૃદ્ધિ છે પણ જુવાની નથી. તે પોતાના હજારો પૂર્વ અનુભવોને કારણે જીર્ણ થઈ ગયેલો છે. બંને વચ્ચે બરાબર પ્રેમ જામી શકતો નથી — ઘરમાં સદા અશાંતિ રહે છે.

આ બધો વિચાર કરીને હું આ ગામડાની નાનકડી સંપૂર્ણતાનું સૌંદર્ય બમણા આનંદથી ભોગવું છું.

પણ તેથી કંઈ હું એવો આંધળો નથી કે, યુરોપની સભ્યતાનું મૂલ્ય નહિ સમજું. ભેદોમાં ઐક્ય

એ જ ઐક્યનો પૂર્ણ આદર્શ છે. વૈચિત્ર્યમાં ઐક્ય એ જ સૌંદર્યનું પ્રધાન કારણ હોય છે. હમણાં યુરોપમાં એ ભેદોનો યુગ ચાલે છે. તેથી ત્યાં વિચ્છેદ અને વિષમતા જોવામાં આવે છે. જ્યારે ઐક્યનો યુગ આવશે ત્યારે આ મોટા ઢગલામાંથી ઘણું ખરી જશે, અને પરિપકવ થઈને અંતે એક સમગ્ર સુંદર સભ્યતા બાકી રહેશે. ક્ષુદ્ર પરિણામમાં સંપૂર્ણતા મેળવીને સંતુષ્ટ રહેવામાં એક પ્રકારની શાંતિ, સૌંદર્ય અને નિર્ભયતા રહેલાં છે એમાં શંકા નથી — અને જેઓ મનુષ્યની પ્રકૃતિને ક્ષુદ્ર ઐક્યમાંથી છોડવીને વિપુલ વિસ્તાર તરફ લઈ જાય છે તેઓ પુષ્કળ અશાંતિ પુષ્કળ વિઘ્ન વિપત્તિઓ સહન કરે છે, વિપ્લવના રણક્ષેત્રમાં તેમને અવિરામ સંગ્રામ ખેલવો પડે છે — પરંતુ તેઓ જ પૃથ્વીમાં વીર ગણાય છે અને તેઓ યુદ્ધમાં પડે છે તોયે અક્ષય સ્વર્ગને પામે છે. એ વીર્ય અને સૌંદર્યના મિલનમાં જ સાચી સંપૂર્ણતા રહેલી છે. એ બેના અલગપણામાં અર્ધસભ્યતા હોય છે.

આ ગામડાને ખૂણે બેઠો બેઠો મારા સાદાસીધા તંબૂરાના ચાર તારોના ચાર સુંદર સૂરોના સંમિશ્રણ સાથે તુલના કરીને યુરોપની સભ્યતાને હું કહું છું કે, તારા સૂર હજી બરાબર મળ્યા નથી અને મારે તંબૂરાને પણ કહેવું પડે છે કે, તારા આ બેચાર

સૂરોના ફરી ફરીને થતા ઝંકારને પણ સંપૂર્ણ સંગીત માનીને સંતુષ્ટ રહેવાય એમ નથી. બલકે આજના આ વિચિત્ર વિશૃંખલ સ્વરો કાલે પ્રતિભાને બળે મહા-સંગીતમાં પરિણમે એમ બને, પરંતુ દુઃખની વાત છે કે, આ તારા બેચાર તારોમાંથી મહાન મૂર્તિમંત સંગીત જગાડવું મુશ્કેલ છે!

## ૫

# મનુષ્ય

સ્રોતસ્વિનીએ સવારમાં મારી મોટી નોંધવહી લઈ આવીને કહ્યું, આ બધું તમે શું લખ્યું છે? હું જે શબ્દો કોઈ કાળે પણ બોલી નથી તે તમે મારા મોઢામાં શું કામ ગોઠવી દીધા છે?

મેં કહ્યું, તેમાં બગડી શું ગયું?

સ્રોતસ્વિનીએ કહ્યું, આવી રીતે હું કદી બોલતી નથી અને બોલી શકતી નથી. જો તમે મારા મોઢામાં એવા શબ્દો મૂકતા હોત કે જે હું બોલું કે ન બોલું તોયે બોલી શકું એમ હોત તો મને આટલી શરમ લાગત નહિ. પણ તમે તો જાણે એક પુસ્તક લખીને મારે નામે ચલાવો છો.

મેં કહ્યું, તું અમારી આગળ કેટલું બોલી છે તે તને શી રીતે સમજાય? તું જેટલું બોલે છે, તેની સાથે, હું તને જેટલી જાણું છું, તે બંને મળીને ઘણું થઈ જાય છે. તારા આખા જીવનથી તારા શબ્દો ભરાઈ જાય છે. તારાં તે અવ્યક્ત અધ્યાહાર વચનો કંઈ થોડાં જ છોડી દેવાય છે?

સ્રોતસ્વિની મૂંગી રહી. મને ખબર નથી કે તે સમજી કે ન સમજી. મને લાગે છે કે સમજી હશે. પણ તેમ છતાં મેં ફરીથી કહ્યું, તું જીવતીજાગતી હાજર છે, ક્ષણે ક્ષણે નવી નવી રીતે પોતાને વ્યક્ત કરી રહી છે—તું છે, તું સત્ય છે, તું સુંદર છે, એવો વિશ્વાસ જગાડવાને માટે તારે કશો પ્રયત્ન જ કરવો પડતો નથી, પરંતુ લખાણમાં તે પ્રથમ સત્ય જ સાબિત કરવા માટે અનેક ઉપાયો લેવા પડે છે અને અનેક વાક્યો ખરચવાં પડે છે. એ સિવાય પ્રત્યક્ષની ખરોખરી અપ્રત્યક્ષ શી રીતે કરી શકે? તું જે એમ માને છે કે મેં તારી પાસે વધારે બોલાવરાવ્યું છે, તે બરાબર નથી. બલકે મેં તને ટૂંકાવી લીધી છે, તારા લાખો શબ્દો, લાખો કાર્યો અને ચિરવિચિત્ર ઇંગિત ઇશારાનો મારે માત્ર સાર કાઢી લેવો પડ્યો છે. નહિ તો તું મારી આગળ જે વચનો બોલી હતી તે હું બીજા કોઈને સંભળાવી શકત નહિ, લોકો ઘણું ઓછું સાંભળત અને ખોટું સાંભળત.

સ્રોતસ્વિનીએ જમણી બાજુ સહેજ મોં ફેરવીને એક ચોપડી ઉઘાડીને તેનાં પાનાં ઉલટાવતાં ઉલટાવતાં કહ્યું, તમે મારા ઉપર સ્નેહ રાખો છો તેને લીધે મને જેટલી મોટી જુઓ છો તેટલી મોટી હું સાચે-સાચ નથી.

મેં કહ્યું, મારામાં શું એટલો બધો પ્રેમ છે ખરો

કે તું સાચેસાચ જેવડી છે તેવડી તને જોઈ શકું ? એક માણસનું પૂરું માપ કોણ કાઢી શકે છે ? ઈશ્વરના જેટલો સ્નેહ કોનામાં હોય છે ?

ક્ષિતિ તો એકદમ આકળો થઈ ગયો. તેણે કહ્યું, આ વળી તેં શી વાત કાઢી ? સ્રોતસ્વિનીએ તને એક અર્થમાં પ્રશ્ન પૂછ્યો અને તેં તેનો જુદા જ અર્થમાં જવાબ આપ્યો.

મેં કહ્યું, મને ખબર છે. પરંતુ વાતચીતમાં એવા અસંબદ્ધ સવાલજવાબ ચાલ્યા કરે છે. મન એક એવી જાતનો સળગી ઊઠે એવો પદાર્થ છે કે, જ્યાં પ્રશ્નનો તણખો પડે છે ત્યાં કશું થતું નથી અને કદાચ દશ હાથ દૂર બીજી જ જગ્યાએ એકદમ સળગી ઊઠે છે. ચૂંટેલી સમિતિમાં બહારના માણસોને દાખલ થવાની મનાઈ હોય છે. પણ મહાન ઉત્સવ હોય ત્યાં જે કોઈ આવે છે તેને બોલાવીને બેસાડવામાં આવે છે. આપણી આ વાતચીતની સભા એ ઉત્સવસભા જેવી છે; એમાં કોઈ અસંબદ્ધ વાત વગર-નોતરી આવી પડે, તો તરતજ તેને 'આવો, આવો, બિરાજો' કહીને બોલાવીને હસતે મોઢે તેનો પરિચય નહિ કરીએ તો ઉત્સવની ઉદારતામાં ઊણપ આવે.

ક્ષિતિએ કહ્યું, ભૂલ થઈ ગઈ. શું કહેતો હતો કહે. ક બોલતાંવેંત કૃષ્ણની યાદ આવતાં પ્રહ્લાદ રડવા બેસી જાય છે. પછી તે કક્કો શીખી શકતો

નથી. એક પ્રશ્ન સાંભળીને જો તારા મનમાં બીજો જ ઉત્તર જાગી ઊઠે તો તો કશી વાત આગળ ચાલે જ નહિ. પરંતુ પ્રહ્લાદના જેવા માણસોને તેમના ખ્યાલ પ્રમાણે ચાલવા દેવા જ સારા. જે તારા મનમાં હોય તે કહે.

મેં કહ્યું, હું એમ કહેતો હતો કે જેના ઉપર આપણને પ્રેમ હોય છે તેનામાં જ આપણે અનંતને અનુભવી શકીએ છીએ. એટલું જ નહિ, જીવમાં અનંતનો અનુભવ કરવો એનું જ બીજું નામ પ્રેમ છે. પ્રકૃતિમાં એવો અનુભવ કરવો એનું નામ સૌંદર્યોપભોગ. આ ઉપરથી મને યાદ આવ્યું કે, આખા વૈષ્ણવ ધર્મમાં આ ગભીર તત્ત્વ રહેલું છે.

ક્ષિતિને મનમાં ને મનમાં વિચાર આવ્યો — સત્યાનાશ! વળી પાછી તત્ત્વચર્ચા ક્યાંથી આવી પડી! સ્રોતસ્વિની અને દીપ્તિ પણ તત્ત્વચર્ચા સાંભળવાને બહુ ઉત્સુક હતાં એવું નહોતું. પરંતુ એક વસ્તુ જ્યારે મનના અંધકારમાંથી અચાનક ઊછળી આવે છે ત્યારે ઠેઠ સુધી તેની પાછળ પાછળ દોડવું એ ભાવ–શિકારીને કોઠે પડી ગયેલું હોય છે. પોતાની વાત પોતાને બરાબર સમજાય એટલા માટે હું બકી જાઉં છું, લોકો માને છે કે હું બીજાને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવા બેઠો છું.

મેં કહ્યું, વૈષ્ણવ ધર્મે દુનિયાના બધા પ્રેમ–

સંબંધોમાં ઈશ્વરને અનુભવવાનો પ્રયત્ન કર્યો છે. જ્યારે તેણે જોયું કે પોતાના સંતાનને વિષેના માના આનંદનો કંઈ પાર નથી, આખું હૃદય ક્ષણે ક્ષણે પાંખડીએ પાંખડીએ ખૂલીને તે ક્ષુદ્ર માનવઅંકુરને સંપૂર્ણપણે ઘેરી લે છે છતાં તેને તૃપ્તિ થતી નથી, ત્યારે પોતાના સંતાનમાં તેણે પોતાના ઈશ્વરની ઉપાસના શરૂ કરી છે. જ્યારે તેણે જોયું કે શેઠને માટે દાસ પોતાના પ્રાણ પાથરે છે, મિત્રને ખાતર મિત્ર પોતાના સ્વાર્થનો ત્યાગ કરે છે, પ્રિયતમ અને પ્રિયતમા એકબીજા આગળ પોતાનો સમસ્ત આત્મા અર્પણ કરી દેવાને તલપાપડ થઈ જાય છે, ત્યારે એ બધા પરમ પ્રેમમાં એક પ્રકારનું સીમાતીત લોકાતીત ઐશ્વર્ય તેણે અનુભવ્યું છે.

ક્ષિતિએ કહ્યું, સીમામાં અસીમ અને પ્રેમમાં અનંત એવાં બધાં વચનો હું જેમ જેમ વધારે સાંભળું છું તેમ તેમ તે સમજવાં વધારે મુશ્કેલ થતાં જાય છે. શરૂઆતમાં મને એમ થતું કે મને થોડી થોડી સમજ પડે છે, પણ હવે જોઉં છું કે અનંત અસીમ વગેરે શબ્દો ઢગલો વળીને સમજવાનો માર્ગ રોકીને ઊભા છે.

મેં કહ્યું, ભાષા ભૂમિના જેવી છે. તેમાં એક જ અનાજ વારંવાર વાવ્યા કરવાથી તેની ફળદ્રુપતા નાશ પામે છે. 'અનન્ત' અને 'અસીમ' શબ્દો આજે રોજ રોજ વપરાવાને કારણે ઘસાઈ ગયા છે, એટલે

ખરેખર કોઈ વાત કહેવાની ન હોય તો એ બે શબ્દો વાપરવા યોગ્ય નથી. માતૃભાષા પ્રત્યે જરા દયા રાખવી જોઈએ.

ક્ષિતિએ કહ્યું, ભાષા પ્રત્યેનું તારું આચરણ કંઈ જોઈએ એવું દયાળુ દેખાતું નથી.

સમીર અત્યાર સુધી મારી નોંધવહી વાંચતો હતો. તે પૂરી કરીને બોલ્યો, આ શું કર્યું છે? તારી ડાયરીમાંના આ માણસો માણસ છે કે સાચેસાચ ભૂત છે? હું તો જોઉં છું કે એ લોકો ફક્ત મોટી મોટી સારી સારી વાતો જ બોલે છે પણ એમના આકાર અને કદ ક્યાં છે?

મેં વિષાદપૂર્વક કહ્યું, કેમ વારુ?

સમીરે કહ્યું, તેં એમ માની લીધું છે કે કેરી કરતાં આમસત્ત્વ ( કેરીનો સૂકવેલો રસ ) સારું કારણ તેમાંથી ગોટલા, રેસા, છાલ અને પાણી બધું કાઢી નાખ્યું હોય છે; પણ તેમાં કેરીની તે લોભાવનારી સુગંધી અને શોભાયમાન ઘાટ ક્યાં હોય છે? તું માત્ર મારો સાર લોકોને આપશે, પણ મારામાં રહેલો મનુષ્ય ક્યાં ગયો? મારી નકામી વાતોને જપ્ત કરી દઈને તેં જે એક નક્કર મૂર્તિ ખડી કરી છે તેમાં તો ચંચુપ્રવેશ કરવો મુશ્કેલ છે. હું માત્ર બેચાર વિચારવાન માણસોની વાહવા મેળવવા માગતો નથી, હું તો સામાન્ય લોકોમાં જીવવા માગું છું.

મેં કહ્યું, તે માટે શું કરવું જોઈએ ?

સમીરે કહ્યું, તેની મને શી ખબર! મેં તો માત્ર મારો વાંધો દર્શાવી મૂકયો. મારો જેવો સાર છે તેવો મારો સ્વાદ છે; સારાંશ માણસને કદાચ આવશ્યક હશે, પણ સ્વાદ માણસને પ્રિય હોય છે. મને નિમિત્ત બનાવી માણસો કેટલાક મતો અથવા તર્કો મેળવે એવું હું ઇચ્છતો નથી, હું તો એવું ઇચ્છું છું કે, માણસો મને પોતાના માણસ તરીકે ઓળખી લે. આ ભૂલ ભર્યા મહામૂલા માનવજન્મનો ત્યાગ કરીને કો માસિકપત્રના નિર્ભૂલ નિબંધરૂપે જન્મ લેવાનું મને મન થતું નથી. હું કંઈ દાર્શનિક તત્ત્વ નથી, હું છાપેલી ચોપડી નથી, ચર્ચાની સાચી કે ખોટી દલીલ નથી, મારા મિત્રો, મારા આત્મીયો મને હંમેશાં જે રીતે ઓળખે છે, તેવો જ હું છું.

વ્યોમ અત્યાર સુધી એક ખુરશી ઉપર બેઠેલીને અને બીજી ખુરશી ઉપર બંને પગ મૂકીને અટલ પ્રશાંતભાવે બેઠો હતો. તે એકાએક બોલી ઊઠયો, તર્ક હોય કે તત્ત્વ હોય, સિદ્ધાંત અને ઉપસંહાર એ જ તેમની અંતિમ ગતિ છે, સમાપ્તિ એ જ તેમનું પ્રધાન ગૌરવ છે. પરંતુ માણસ જુદી જ જાતનો પદાર્થ છે — અમરતા અસમાપ્તિમાં જ તેની સૌથી પ્રધાન યથાર્થતા રહેલી છે. વિશ્રામહીન ગતિ એ જ તેનું પ્રધાન લક્ષણ છે. અમરતાને કોણ ટૂંકાવી શકે, ગતિનો

સારાંશ કોણ આપી શકે ? સારાં સારાં પુખ્ત વચનો જો તમે અત્યંત અનાયાસે માણસના મોંમાં ગોઠવી દો તો એવો ભ્રમ પેદા થાય છે કે તેના મનની પ્રગતિ અને વૃદ્ધિ થંભી ગઈ છે— થવાની હતી તેટલી થઈ ચૂકી છે. પ્રયત્ન, ભૂલ, અપૂર્ણતા, પુનરુક્તિ તે વખત પુરતાં જોકે દારિદ્ર જેવાં લાગે છે, પરંતુ માણસનું પ્રધાન ઐશ્વર્ય એ મારફતે જ સાબિત થાય છે. એને લીધે વિચારશક્તિની ગતિનું અને જીવનનું સૂચન મળે છે. માણસની વાતચીતમાં, તેના ચરિત્રમાં કાચો રંગ, અપૂર્ણતાની કોમળતા તેમ જ નબળાઈ ન રહેવા દેવામાં આવે તો તેને સર્વાંગસંપૂર્ણ બનાવી દઈને હલકું પાડ્યા બરાબર થાય. તેના અનંત પર્વોને છેક અનુ-ક્રમણિકામાં જ પતાવી દેવા જેવું થાય.

સમીરે કહ્યું, માણસની વ્યક્ત કરવાની શક્તિ ખૂબ થોડી છે, એથી કરીને પ્રગટ અર્થની સાથે સૂચન, ભાષાની સાથે ભંગી, ભાવની સાથે ભાવના સાંકળી દેવી પડે છે. કેવળ રથથી નહિ ચાલે, રથમાં ગતિનો સંચાર કરી આપવો પડે છે; જો કોઈ માણસને રજૂ કરવો હોય તો તેને ટટાર ઊભો રાખી કેટલાંક યાંત્રિક વચનો તેની પાસે બોલાવરાવી જાઓ તેટલાથી નહિ ચાલે, તેને ચલાવવો જોઈએ, તેની પાસે સ્થાન પરિવર્તન કરાવવું જોઈએ, તેનું અત્યંત બૃહત્ત્વ સમજાય એટલા માટે તેને અપૂર્ણ ભાવે જ બતાવવો જોઈએ.

મેં કહ્યું, એ જ મુશ્કેલ છે ને. વાત પૂરી કર્યા છતાં એવો આભાસ આપવો જોઈએ કે હજી પૂરી થઈ નથી; શબ્દોમાં એવી ઉદ્ધત ભંગી દાખલ કરવી એ ભારે વિકટ કામ છે.

સ્રોતસ્વિનીએ કહ્યું, એટલા માટે જ સાહિત્યમાં લાંબા સમયથી એક ચર્ચા ચાલતી આવેલી છે કે, કહેવાનો વિષય મુખ્ય કે કહેવાની ભંગી મુખ્ય. મેં આ વાતનો ઘણી વાર વિચાર કર્યો છે, પણ મને એ બરાબર સમજાતી નથી. મને એમ લાગે છે કે, ચર્ચાના ઝોક પ્રમાણે જ્યારે જેને પ્રાધાન્ય આપવામાં આવે ત્યારે તે પ્રધાન બની જાય છે.

વ્યોમ માથું વળીઓ તરફ ઊંચું કરીને બોલવા લાગ્યો, સાહિત્યમાં વિષય શ્રેષ્ઠ કે ભંગી શ્રેષ્ઠ એનો વિચાર કરવો હોય તો હું તો એ જોઉં કે એ બેમાં કોણ વધુ રહસ્યમય છે. વિષય એ દેહ છે, ભંગી જીવન છે. દેહ વર્તમાન કાળમાં જ સમાપ્ત થઈ જાય છે, જીવન એક પ્રકારની ચંચળ અપૂર્ણતારૂપે તેને વળગેલું છે, તેને વિશાળ ભવિષ્ય તરફ વહી લઈ જાય છે, તેના વ્યક્ત અંશ ઉપરાંત પણ તેની સાથે પુષ્કળ આશાભરી નવી નવી સંભાવનાઓ જોડી રાખે છે. જેટલું આપણે વિષયરૂપે પ્રકટ કરીએ છીએ તેટલું જડ દેહ માત્ર હોય છે. જેટલું ભંગીદ્વારા તેમાં સંચારિત કરી દઈએ તે જ જીવન છે, તેને લીધે જ તેની વૃદ્ધિશક્તિ

તેની ચલનશક્તિ સૂચિત થાય છે.

સમીરે કહ્યું સાહિત્યના, વિષયનામે અત્યંત પુરાણા હોય છે, નવા આકાર ધારણ કરીને તે નવા બની જાય છે.

સ્રોતસ્વિનીએ કહ્યું, મને લાગે છે કે માણસને પણ એ જ વાત લાગુ પડે છે. કોઈ કોઈ માણસ મનનો એવો એક પ્રકારનો આકાર લઈ ને પ્રગટ થાય છે કે તેને જોઈ ને આપણે પુરાણા મનુષ્યત્વનો જાણે એક પ્રકારનો નવો વિસ્તાર જોવા પામીએ છીએ.

દીપ્તિએ કહ્યું, મનની અને ચરિત્રની એ આકૃતિ એટલે જ આપણી સ્ટાઈલ ( શૈલી ). તે મારફતે જ આપણે એકબીજા સાથે વહેવાર ચલાવીએ છીએ, એક-બીજાને ઓળખીએ છીએ અને એક બીજાની પરીક્ષા કરીએ છીએ. મને ઘણી વાર એવો વિચાર આવે છે કે મારી સ્ટાઈલ કેવી હશે! સમાલોચક જેને વિષદ કહે છે તેવી તો નથી —

સમીરે કહ્યું, પણ ઓજસ્વી છે ખરી. તેં જે આકૃતિની વાત કરી, જે વિશેષરૂપે આપણી આગળ હોય છે, તેની જ વાત હું પણ કરતો હતો. વિચારની સાથોસાથ ચહેરો પણ કાયમ રહે એવી હું વિનંતી કરતો હતો.

દીપ્તિએ સહેજ હસીને કહ્યું, પણ ચહેરા બધાના સરખા હોતા નથી, એટલે વિનંતી કરવા પહેલાં વધુ

વિચાર કરવાની જરૂર છે. કોઈ ચહેરો પ્રગટ કરે એવો હોય છે, તો કોઈ વળી છુપાવે એવો હોય છે. હીરાનું તેજ હીરામાં આપોઆપ જ પ્રકાશે છે, તેનો પ્રકાશ બહાર લાવવા માટે તેનો ચહેરો ભાંગી નાખવો પડતો નથી, પરંતુ ઘાસને બાળી નાખીએ તો જ તેનો પ્રકાશ બહાર આવે છે. આપણા જેવા ક્ષુદ્ર પ્રાણીના મોઢામાં એવો વિલાપ શોભતો નથી કે, સાહિત્યમાં અમારો ચહેરો કાયમ રહેતો નથી. કોઈ કોઈ માણસ એવા હોય છે જેમનું કેવળ અસ્તિત્વ પણ આપણને નવા શિક્ષણ જેવું, નવા આનંદ જેવું લાગે છે! તે જેવા હોય છે તેવા જ અવિકલ તેમને રાખી શકાય એટલે બસ. કેટલાક એવા હોય છે જેમનાં ફોતરાં કાઢી નાખીને અંદરથી ગર બહાર કાઢવો પડે છે. ગર જો નીકળે તો તેટલા ખાતર પણ પાડ માનવો જોઈએ. કારણ ગર કેટલા જણમાં હોય છે અને કેટલા જણ તેને બહાર કાઢી શકે છે!

સમીરે હસતે મોઢે કહ્યું, દીપ્તિ માફ કરજો, હું ઘાસ છું એવી દીનતા હું સ્વપ્ને પણ અનુભવી શકતો નથી. બલકે ઘણી વાર પોતા તરફ જોતાં હું ખાણમાંનો હીરો છું એવું મને લાગે છે. હવે માત્ર મને ઓળખી લે એવા એકાદ ઝવેરીની રાહ જોતો બેઠો છું. જેમ જેમ દિવસો જાય છે તેમ તેમ મારી ખાતરી થતી જાય છે કે, દુનિયામાં ઝવેરાતની નથી તેટલી ઝવેરીની

ખોટ છે. જુવાનીમાં દુનિયામાં કોઈ માણસ દેખાતો નહોતો — એમ લાગતું હતું કે ખરા માણસો તો બધા નવલકથા, નાટક અને મહાકાવ્યમાં જ ચાલ્યા ગયા છે, દુનિયામાં ફક્ત એક બાકી રહ્યો છે. હવે માલૂમ પડે છે કે દુનિયામાં માણસો તો ઢગલાબંધ પડ્યા છે, પણ ' ભોળા મન, એ ભોળા મન, માણસને કેમ ચીન્યો નહિ ! ' ભોળા મન, આ સંસારમાં એક વાર પ્રવેશ કરીને જો, આ માનવહૃદયની ભીડમાં ! સભા સમક્ષ જેઓ બોલી શકતા નથી, તેઓ ત્યાં બોલશે. સમાજમાં જેઓ એક ખૂણે ઉપેક્ષા પામીને પડી રહે છે, તેઓને ત્યાં એક નવું જ ગૌરવ પ્રાપ્ત થશે, દુનિયામાં જેઓ નકામા લાગે છે, તેઓનાં જ સરળ પ્રેમ, અવિશ્રામ સેવા, પોતાને ભૂલી જનારા આત્મત્યાગ ઉપર પૃથ્વી ટકેલી છે એવું ત્યાં માલૂમ પડશે. ભીષ્મ, દ્રોણ, ભીમ, અર્જુન બધા મહાકાવ્યોના નાયક છે, પરંતુ આપણાં નાનાં નાનાં કુરુક્ષેત્રોમાં તેમના આત્મીયો અને કુટુંબીઓ રહેલા છે, પણ તેમની એ આત્મીયતા કયો નવો દ્વૈપાયન શોધી કાઢીને પ્રગટ કરશે !

મેં કહ્યું, ન કરે તો શું ખાટુંમોળું થઈ જવાનું છે ! માણસો જો એકબીજાને ઓળખતા નહિ હોય તો એકબીજા ઉપર આટલો પ્રેમ શી રીતે રાખતા હશે ! એક યુવક પોતાના જન્મસ્થાનથી અને સગા

સંબંધીઓથી પણ દૂર પાંચદશ રૂપિયાની કારકુની કરતો હતો. હું તેનો શેઠ હતો, પણ મને તેના અસ્તિત્વની પણ લગભગ ખબર નહોતી — એટલો તે સામાન્ય માણસ હતો! એક દિવસ રાતે અચાનક તેને કોલેરા લાગુ પડયો. મારા સૂવાના ખંડમાંથી મેં સાંભળ્યું કે તે 'ઓ ફોઈ' 'ઓ ફોઈ' કરીને કાતર સ્વરે રડે છે. ત્યારે એકાએક તેનું ગૌરવહીન ક્ષુદ્ર જીવન મને કેટલું બધું મોટું લાગવા માંડયું! પેલો જે એક અજાણ્યો અપ્રસિદ્ધ મૂર્ખ અજ્ઞાન માણસ બેઠો બેઠો જરા જરા ડોક હલાવીને કલમ સીધી પકડીને એકચિત્તે નકલ કર્યે જતો હતો, તેને તેની ફોઈએ પોતાના નિઃસંતાન વૈધવ્યનો બધો સંચિત સ્નેહ સીંચીને મોટો કર્યો છે. સાંજને વખતે થાકેલે શરીરે, સૂના ઘરમાં પાછો આવીને જ્યારે તે પોતાને હાથે ચૂલો સળગાવી ભાત ચડાવતો, ત્યારે જ્યાં સુધી ભાત ખદખદીને ઊકળવા ન માંડતો ત્યાં સુધી કંપિત અગ્નિશિખા તરફ એકીટશે જોઈ રહીને તે શું દૂર દૂર ઝૂંપડામાં વસતી સ્નેહમયી કલ્યાણમયી ફોઈના વિચાર કરતો નહોતો? એક દિવસ નકલમાં તેની ભૂલ થઈ, મૂળ સાથે બરાબર મળતું આવ્યું નહિ, એટલે તેના ઉપરી અધિકારી આગળ તેનું અપમાન થયું, તે દિવસે સવારે ટપાલમાં તેને પોતાની ફોઈની માંદગીના સમાચાર મળ્યા નહોતા? આ નાચીજ

આદમીના રોજરોજના કુશળ સમાચાર જાણવા માટે એક સ્નેહપરિપૂર્ણ પવિત્ર હૃદયમાં ઓછી ઉત્કંઠા હતી? એ દરિદ્ર યુવકના પરદેશવાસ સાથે શું ઓછી કરુણ કાતરતા અને ઉદ્વેગ જોડાયેલાં હતાં? એકાએક તે રાત્રે એ બુઝાઉં બુઝાઉં કરી રહેલી ક્ષુદ્ર પ્રાણશિખા એક અમૂલ્ય મહિમાથી દેદીપ્યમાન થઈને મારી નજર સામે ખડી થઈ. આખી રાત ઉજાગરો કરીને મેં તેની સેવાચાકરી કરી. પણ કોઈના ધનને પાછું કોઈ પાસે પહોંચાડી ન શક્યો — મારો તે ભાડૂતી કારકુન મરી ગયો. ભીષ્મ, દ્રોણ, ભીમ, અર્જુન એ બધા ખૂબ મહાન હતા, પણ આ માણસનું પણ મૂલ્ય ઓછું નથી, તેના મૂલ્યની કોઈ પણ કવિને કલ્પના આવી નહોતી, તેના મૂલ્યને કોઈ પણ વાચકે સ્વીકાર્યું નહોતું, પણ તેથી કંઈ તેનું મૂલ્ય દુનિયામાં અછતું રહ્યું નહોતું — એક જણે પોતાનું સમસ્ત જીવન તેને ખાતર અર્પણ કર્યું હતું — પણ ખોરાકીપોષાકી સુધ્ધાં એ માણસનો પગાર આઠ રૂપિયા હતો, અને તે પણ બારે માસ નહિ. મહત્ત્વ પોતાના તેજથી આપોઆપ પ્રકાશી ઊઠે છે, અને આપણા જેવા તેજ વગરના નાના નાના માણસોને બહારના પ્રેમના પ્રકાશથી પ્રકાશિત કરવા પડે છે; — કોઈના પ્રેમની નજરે જોતાં આપણે એકાએક દેદીપ્યમાન બની જઈએ છીએ. જ્યાં અંધકારમાં કોઈ નજરે પડતું નહોતું, ત્યાં પ્રેમનો પ્રકાશ

ફેરતાં એકાએક માણસોની ભીડ માલૂમ પડે છે.

સ્રોતસ્વિનીએ દયાસ્નિગ્ધ મુખે કહ્યું, તારા આ પરગામી કારકુનની વાત તારે મોઢે પહેલાં સાંભળી છે. મને ખબર નથી કે એની વાત સાંભળીને મને અમારો હિંદુસ્તાની નોકર નીહર કેમ યાદ આવે છે. હમણાં બે નાનાં બાળકોને મૂકીને તેની સ્ત્રી મરી ગઈ છે. અત્યારે તે કામકાજ કરે છે, બપોરે બેઠો બેઠો પંખો તાણે છે, પણ એવો સૂકલો, પાતળો, ભાંગી ગયેલો અને ઢંગધડા વગરનો થઈ ગયો છે! તેને જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે મને દુઃખ થાય છે; પણ એ દુઃખ જાણે એના એકલા માટે નથી થતું, મને બરાબર સમજાતું નથી, પણ મને લાગે છે કે, આખી માનવ જાતને માટે એક પ્રકારની વેદના થયા કરે છે.

મેં કહ્યું, તેનું કારણ એ છે કે, આખી માનવ જાત જ પ્રેમ કરે છે, અને વિરહ વિચ્છેદ અને મૃત્યુથી પીડાય છે અને ડરે છે. તારા એ પંખાવાળા નોકરના આનંદહીન વિષાદપૂર્ણ મુખ ઉપર આખી પૃથ્વીના માણસોનો વિષાદ અંકિત થયેલો છે.

સ્રોતસ્વિનીએ કહ્યું, માત્ર એટલું જ નહિ. એમ પણ થાય છે કે દુનિયામાં દુઃખ છે તેટલી દયા ક્યાં છે? એવાં કેટલાંય દુઃખો છે જ્યાં માણસની સાંત્વના કદી પહોંચી પણ શકતી નથી. અને છતાં એવાં કેટલાં બધાં સ્થાનો છે જ્યાં સ્નેહની અનાવશ્યક વૃષ્ટિ થયા

કરે છે? હું જ્યારે જોઉં છું કે મારો પેલો નોકર ધીરજથી મૂંગે મોઢે પંખો ખેંચ્યા કરે છે, તેનાં બે બાળકો બારણામાં આળોટે છે, પડી જઈને ચીસ પાડીને રડવા માંડે છે, બાપ મોં ફેરવીને કારણ જાણવાનો પ્રયત્ન કરે છે, પંખો છોડીને ઊઠીને જઈ શકતો નથી; જીવનમાં આનંદ થોડો છે છતાં પેટની લાય કંઈ ઓછી નથી, જીવનમાં ગમે તેવી મોટી દુર્ઘટના બને તોયે એ મૂકી અન્નને માટે નિયમિત કામ ચલાવવું જ પડવાનું, જરા ચૂક પડતાં કોઈ માફ કરવાનું નહિ. હું જ્યારે વિચાર કરીને જોઉં છું કે એવા અસંખ્ય માણસો છે જેમનાં દુ:ખકષ્ટો, જેમનું મનુષ્યત્વ આપણાથી ઢંકાયેલું છે; જેમનો આપણે કેવળ ઉપયોગ કરીએ છીએ, અને પગાર આપીએ છીએ, સ્નેહ આપતા નથી, સાંત્વના આપતા નથી, શ્રદ્ધા આપતા નથી, ત્યારે ખરેખર મનમાં એમ થાય છે કે પૃથ્વીનો ઘણો ભાગ જાણે અંધકારથી છવાયેલો છે, આપણી દૃષ્ટિને બિલકુલ અગોચર છે. પરંતુ તે અજ્ઞાતનામા દીપ્તિહીન દેશના માણસો પણ પ્રેમ કરે છે, અને પ્રેમને લાયક છે. મને તો એમ લાગે છે કે, જેમનું કશું મહત્ત્વ નથી, જેઓ એક પ્રકારના અસ્વચ્છ વાતાવરણમાં બંધાઈ ગયેલા હોવાને કારણે પોતાને સારી રીતે વ્યક્ત કરી શકતા નથી, એટલું જ નહિ પોતાને સુધ્ધાં બરાબર ઓળખતા નથી, મૂંગે મોઢે, સમજ્યા

વગર સુખદુ:ખ અને વેદના સહન કર્યા કરે છે, તેમને માણુસ તરીકે જાહેર કરવા, તેમના ઉપર કાવ્યનો પ્રકાશ નાખવો એ આપણા આજના કવિઓનું કર્તવ્ય છે.

ક્ષિતિએ કહ્યું, પહેલાંના જમાનામાં એક સમયે બધી જ બાબતોમાં બળિયાનું માન જરા વધારે હતું. તે સમયે મનુષ્યસમાજ ઘણે ભાગે અસહાય અને રક્ષણ વગરનો હતો; જે પ્રતિભાશાળી હોય, જે શક્તિશાળી હોય, તે જ તે વખતની બધી જગ્યા કબજે કરી લેતો. અત્યારે સભ્યતાનાં સુશાસન તથા સુવ્યવસ્થાને પ્રતાપે વિઘ્નો અને વિપત્તિઓ દૂર થઈ ગઈ છે અને બળિયા-નું હદ બહારનું માન ઘટી ગયું છે. આજે સામાન્ય અશક્ત માણસો પણ સંસારના એક ઘણા મોટા ભાગના ભાગીદાર થઈને બેઠા છે. આજકાલનાં કાવ્યો અને નવલકથાઓ પણ ભીષ્મદ્રોણને છોડીને આ બધા મૂંગાઓની વાણી અને આ બધા રાખે ઢંકાયેલા અંગારાઓનો પ્રકાશ પ્રગટ કરવાના કામમાં લાગી ગયાં છે.

સમીરે કહ્યું, નવા ઊગેલા સાહિત્યસૂર્યનો પ્રકાશ પહેલાં અત્યંત ઊંચાં પર્વત શિખરો ઉપર પડ્યો હતો, હવે ધીમે ધીમે નીચે આવેલા પ્રદેશો ઉપર ફેલાઈને ક્ષુદ્ર દરિદ્ર ઝૂંપડાંઓને પણ પ્રકાશમાન કરી રહ્યો છે.

## ૬

# મન

આ મધ્યાહ્ન સમયે નદીકિનારે ગામડાના એક માળ વગરના ઘરમાં બેઠો છું; ગરોળી ઘરના ખૂણામાં અવાજ કરી રહી છે. દીવાલમાં પંખો તાણવાના કાણામાં ચકલાચકલીનું એક જોડું માળો બાંધવા માટે બહારથી તરણાં લાવીને ચકચક કરતું ભારે ધાંધાર્થી વારંવાર આવજા કર્યા કરે છે; નદીમાં હોડીઓ વહેતી જાય છે. ઊંચા કિનારાની વચાળમાંથી નીલ આકાશમાં તેમના કૂવાથંભ અને ફૂલેલા સઢ જરા જરા દેખાય છે; વાયુ સ્નિગ્ધ છે, આકાશ સ્વચ્છ છે, સામા કાંઠાની અતિ દૂરની તીરરેખાથી માંડીને મારા વરંડાની સામેના વાડવાળા નાનકડા બગીચા સુધીનું બધું ઉજ્જવળ તડકાને લીધે એક ચિત્ર જેવું દેખાય છે; હું ખાસો આરામમાં છું; માના ખોળામાં બાળક જેમ એક પ્રકારની હૂંફ, એક પ્રકારનો સ્નેહ પામે છે, તેમ આ પુરાણી પ્રકૃતિના ખોળામાં બેઠો છું એટલે એક પ્રકારની જીવનપૂર્ણ, હેતભરી કોમળ હૂંફ ચારે

બાજુએથી મારાં સર્વ અંગોમાં પ્રવેશ કરે છે. તો પછી આ રીતે રહેવામાં દોષ શો? કાગળકલમ લઈને બેસવા માટે કોણ તને બોલાવતું હતું? કઈ બાબતમાં તારો શો મત છે, શામાં તારી સંમતિ કે અસંમતિ છે તે વિશે એકાએક ધામધૂમ મચાવી કમર કસીને બેસવાની શી જરૂર હતી? પણ જો, મેદાનમાં ક્યાંય કશું નથી, એક વંટોળિયો થોડી ધૂળ અને સૂકાં પાંદડાંનું ઓઢણું ઉડાડીને કેવો સુંદર રીતે ઘૂમરી લઈને નાચ કરી ગયો! કેવળ પગની આંગળી ઉપર સીધો ટટાર થઈ કેવી અંગભંગી કરીને ક્ષણભર ઊભો રહ્યો, અને ત્યાર પછી 'હુસહાસ' કરીને બધું ઉડાડી વિખેરી દઈ ક્યાં ચાલ્યો ગયો તેનો પત્તોયે નથી. મૂડી તો ભારે! થોડાં તણખલાં, ધૂળ, રેતી જે આવ્યું તે લઈને ખાસા હાવભાવ કરીને કેવો એક ખેલ કરી ગયો! આ રીતે તે નિર્જન બપોરે આખા વગડામાં નાચતો ફરે છે. નથી તેને કશો ઉદ્દેશ કે નથી તેને કોઈ સિદ્ધાંત; તેમ નથી સમાજ અને ઇતિહાસ સંબંધે અત્યંત સુયોગ્ય ઉપદેશ! દુનિયામાં જે સૌથી વધુ અનાવશ્યક હોય છે તેવી બધી ભુલાઈ ગયેલી તરછોડાયેલી વસ્તુઓમાં એક હૂંફાળી ફૂંક મારીને ક્ષણભરને માટે તેમને જીવંત, જાગ્રત અને સુંદર બનાવી દે છે!

હું પણ જો એ રીતે અત્યંત સહજપણે એક ઝપાટામાં ગમે તે કંઈ વસ્તુઓ ઊભી કરીને સુંદર

રીતે ઘૂમરી ફેરવી ઉડાવી, ભમરડાની પેઠે ઘુમાવી ચાલ્યો જઈ શકતો હોત તો કેવું સારું! આમ રમત રમતમાં સર્જન કરી શકતો હોત, આમ જ ફૂંક મારીને ભાંગી નાખી શકતો હોત તો કેવું સારું! નહિ વિચાર, નહિ પ્રયત્ન, નહિ લક્ષ્ય; કેવળ એક પ્રકારનો નૃત્યનો આનંદ, કેવળ એક પ્રકારનો સૌંદર્યનો આવેગ, કેવળ એક પ્રકારનો જીવનનો વંટોળ! છુટ્ટો વગડો, ખુલ્લું આકાશ, ચારે કોર વિસ્તરેલો તડકો — એની વચમાં મૂઠેમૂઠા ધૂળ લઈને ઈન્દ્રજાળ રચવી,—એમાં કેવો મસ્ત હૃદયનો ઉલ્લાસ રહેલો છે.

એમ હોય તો તો જાણે સમજી શકાય. પણ બેઠાં બેઠાં પથ્થર પર પથ્થર ગોઠવી પરસેવાથી રેબઝેબ થઈ જઈને કેટલાક અટલ મતોનો મિનારો ચણવો! તેમાં નથી ગતિ, નથી પ્રીતિ કે નથી પ્રાણ! માત્ર એક કઠોર પરાક્રમ છે. તેને કોઈ વળી મોં ફાડીને જોઈ રહે છે, તો કોઈ વળી લાત મારે છે — લાયકાત ગમે તેવી હોય!

પણ મારી ઇચ્છા હોય તોયે હું ક્યાં આ કામમાંથી અટકી શકું છું! સભ્યતાને ખાતર માણસે મન નામના પોતાના એક અંશને અમર્યાદ લાડ લડાવીને ખૂબ બહેકાવી મૂક્યો છે, હવે તમે કદાચ તેને છોડવા જશો પણ તે તમને છોડે એમ નથી.

લખતાં લખતાં હું નજર કરીને જોઉં છું તો પેલો

એક માણસ તડકો ખાળવાને માટે માથે ચાદર નાખીને જમણા હાથમાં શાલનાં પાંદડાંના પડિયામાં થોડું દહીં લઈને રસોડા તરફ જાય છે. એ મારો નોકર છે. એનું નામ છે નારાયણસિંગ. ખાસો હૃષ્ટપુષ્ટ, નિશ્ચિત, પ્રફુલ્લ મનનો, સારી પેઠે ખાતર મળેલા, પુષ્કળ પાંદડાંવાળા, લીસા, સુંવાળા ફણસના ઝાડ જેવો. એવો માણસ આ બહારની પ્રકૃતિમાં બરાબર ભળી જાય છે. પ્રકૃતિ અને એની વચ્ચે ઝાઝું અંતર નથી. આ જીવોની ધાત્રી સમી, ધાન્યથી ભરપૂર વસુંધરાના અંગ સાથે લોટપોટ થઈ જઈને એ માણસ ખૂબ સહજ ભાવે રહે છે. એના પોતામાં લેશ પણ આત્મવિરોધ કે વિસંવાદ નથી. પેલું ઝાડ જેમ મૂળિયાંથી માંડીને પાંદડાંની ટીશી સુધી કેવળ એક સીતાફળનું ઝાડ બની રહ્યું છે, બીજા કશાને વિશે તેને કશી માથાફોડ કરવાની નથી, તે જ પ્રમાણે મારો હૃષ્ટપુષ્ટ નારાયણસિંગ પણ આદિથી તે અંત સુધી કેવળ માત્ર એક આખો નારાયણસિંગ જ છે.

કોઈક ટીખળી બાળ-દેવતા તોફાનમાં આવીને પેલા સીતાફળના ઝાડમાં માત્ર જરાક જેટલું મન જો નાખી દે, તો તે સરસ સરલ તરુ-જીવનમાં કેવો ભયંકર ઉપદ્રવ મચી રહે! તો પછી ચિંતાથી તેનાં સુંવાળાં લીલાં પાંદડાં ભોજ-પત્રની જેમ પીળાં થઈ જાય, અને થડથી તે ડાંખળી સુધી વૃદ્ધના લલાટની પેઠે કરચલી કરચલી પડી જાય. પછી વસંતકાળ આવતાં

થોડું જ તે આજની પેઠે બેચાર દિવસમાં સર્વ અંગે-અંગમાં કોમળ પાંદડાંથી પુલકિત થઈ ઊઠવાનું હતું! ચોમાસું ઊતરતાં થોડી જ પેશીદાર ગોળગોળ ફૂલોનાં લૂમખાંથી તેની એક એક ડાળી ભરાઈ જવાની હતી! પછી તો તે આખો દહાડો એક પગ ઉપર ઊભું ઊભું એવા વિચાર કર્યા કરશે કે મારે માત્ર થોડાં પાંદડાં જ કેમ આવ્યાં, પાંખો કેમ ન આવી? જીવ સટોસટનો પ્રયત્ન કરીને સીધું થઈને આટલું ઊંચું થઈ ને ઊભું છું તોયે હું કેમ પૂરતું જોઈ શકતું નથી? પેલી ક્ષિતિજની પેલી પાર શું હશે? પેલા આકાશના તારાઓ જે ઝાડ ઉપર ખીલેલા છે તે ઝાડને હું શી રીતે પહોંચી શકીશ? હું ક્યાંથી આવ્યું, ક્યાં જવાનું છું, એ જ્યાં સુધી નક્કી ન થાય ત્યાં સુધી હું પાંદડાં ખેરવી નાખી, ડાળી સૂકવી નાખી, લાકડું થઈ ને ઊભું રહીને ધ્યાન ધર્યા કરીશ. કાં તો હું છું અથવા નથી, અને કાં તો હું છુંયે ખરું અને નથીયે ખરું, એ વાતનો જ્યાં સુધી નિર્ણય ન થાય ત્યાં સુધી મારા જીવનમાં કશું સુખ નથી. લાંબા ચોમાસા પછી જ્યારે સવારમાં પહેલવહેલો સૂર્ય ઊગે છે, તે દિવસે મારા લોહીમાં જે એક પ્રકારના આનંદનો સંચાર થાય છે, તે હું શી રીતે બરાબર પ્રકટ કરીશ, અને શિયાળો પૂરો થતાં ફાગણ અધવચમાં જે દિવસે એકાએક સાયંકાળે દક્ષિણનો પવન વહેવા માંડે છે, તે દિવસે

મને ઇચ્છા થાય છે — શી ઇચ્છા થાય છે એ મને કોણ સમજાવશે !

આવો મામલો છે ! બિચારાનું ફૂલ ખીલવવાનું, રસ અને માવાદાર સીતાફળ પકવવાનું ચાલ્યું ગયું. જે છે તેના કરતાં વધુ થવાનો પ્રયત્ન કરીને, જેવું છે તેના કરતાં જુદું બનવાની ઇચ્છા સેવીને તે ઇસ પાર કે ઉસ પારનો નિર્ણય કરીને બેઠું છે. આખરે એક દિવસે અચાનક અંતરની વેદનાનું માર્યું થડથી તે ટોચ સુધી આખું ચિરાઈ જાય છે, અને તેમાંથી માસિકનો એકાદ નિબંધ, એકાદ સમાલોચના કે અરણ્ય-સમાજ સંબંધે એકાદ કવેળાનો તત્ત્વોપદેશ બહાર પડે છે. તેમાં નથી રહેતો તે પલ્લવમર્મર, નથી રહેતી તે છાયા, નથી કે રહેતી તે સર્વાંગવ્યાપી સરસ સંપૂર્ણતા.

જો કોઈ પ્રબળ શેતાન સાપની પેઠે છુપાઈને ભોંયમાં પેસી જઈને લાખો અને કરોડો વાંકાચૂંકાં મૂળિયાંઓમાં થઈને દુનિયાનાં બધાં વૃક્ષવેલી અને ઘાસ ઝાંખરાંમાં મનનો સંચાર કરી દે, તો પૃથ્વીમાં ક્યાં ઠરવાનો ઠામ રહે ! નસીબદાર છીએ કે બાગમાં આવીએ છીએ ત્યારે પંખીનાં ગીતોમાં કશો અર્થ હોતો નથી અને અક્ષર વગરનાં લીલાં પાંદડાંને બદલે ડાળીએ ડાળીએ સફેદ માસિક પત્રો, સમાચાર પત્રો અને જાહેરખબરો ઝૂલતી જોવામાં આવતી નથી !

સારું છે કે ઝાડમાં વિચારશીલતા નથી ! સારું છે

કે ધંતુરો કાંચનની ટીકા કરીને એમ કહેતો નથી કે તારા ફૂલમાં કોમળતા છે, પણ ઓજસ્વિતા નથી અને બોર ફણસને કહેતું નથી કે, તું પોતાને મોટું માને છે પણ હું તારા કરતાં કોળાને વધુ ઊંચું સ્થાન આપું છું! કેળ એવું કહેતી નથી કે હું સૌથી ઓછી કિંમતે સૌથી મોટાં પત્રનો ફેલાવો કરું છું, અને અળવી તેની સરસાઈ કરીને તેના કરતાં સસ્તા દરે તેના કરતાં મોટાં પત્ર આપવાની તૈયારી કરતી નથી!

ચર્ચાની થપાટ ખાધેલો, ચિંતાથી ધગેલો અને ભાષણોથી લોથ થઈ ગયેલો માણસ વિશાળ ખુલ્લા આકાશનું ચિંતાની રેખા વગરનું તેજસ્વી પહોળું કપાળ જોઈને, અરણ્યના ભાષાહીન મર્મર અને જલતરંગોના અર્થહીન કલકલ ધ્વનિ સાંભળીને આ મન વગરની અગાધ પ્રશાંત પ્રકૃતિમાં ડૂબકી મારીને કંઈક શાંત અને સંયમમાં રહેલો છે. પેલા જરા જેટલા મનરૂપી તણખાની આગ બુઝાવવા માટે આ અનંત સુધી વિસ્તરેલા મન–સમુદ્રના પ્રશાંત નીલ જળ-રાશિની જરૂર ઊભી થઈ છે!

મૂળ વાત મેં પહેલે જ કહી દીધી છે કે આપણા-માંના બધા સામંજસ્યનો નાશ કરીને આપણું મન અત્યંત મોટું બની બેઠું છે. તે ક્યાંયે સમાતું નથી. ખાવા, પહેરવા, જીવનધારણ કરવા માટે, સુખસ્વચ્છંદમાં રહેવા માટે જરૂર હોય છે તેના કરતાં મન ઘણું મોટું

થઈ પડ્યું છે. એટલે જરૂરનાં બધાં કામો પતાવી દીધા પછી પણ ચારે બાજુએ પુષ્કળ મન બાકી રહે છે. એટલે સ્વાભાવિક રીતે જ તે બેહું બેહું ડાયરી લખે છે, ચર્ચા કરે છે, છાપાનું ખબરપત્રી બને છે, જે સહેલાઈથી સમજાય એવું હોય તેને મુશ્કેલ બનાવી મૂકે છે, જેને એક રીતે સમજવું જોઈએ તેને બીજી રીતે રજુ કરે છે, જે કદી કેમે કર્યું સમજાતું નથી તેની પાછળ બીજું બધું છોડીને લાગી રહે છે, એટલું જ નહિ, આ બધાં કરતાં પણ અનેક ગણાં વધુ નિંદ્ય કાર્યો કરે છે.

પરંતુ મારા આ ઓછી સભ્યતાવાળા નારાયણ-સિંગનું મન તેના શરીરના માપનું છે; તેની આવશ્યકતાને તે ચપોચપ થઈ રહે છે. તેનું મન તેના જીવનને ટાઢ, તડકો, અસુખ, રોગ અને લજ્જામાંથી ઉગારી લે છે, પરંતુ જ્યારેત્યારે ઓગણપચાસ વાયુના વેગથી ચારેકોર ઊડું ઊડું કરતું નથી. એકાદ બુતાનના ગાજમાંથી બહારની ચોર-હવા તેના માનસ-આવરણની અંદર પેસી જઈને તેને કદી થોડેઘણે અંશે ફુલાવતી નથી એવું હું કહી શકું એમ નથી, પણ મનની તેટલી ચંચળતા તેના જીવનના સ્વાસ્થ્ય માટે જ ખાસ જરૂરની હોય છે.

## અખંડતા

દીપ્તિએ કહ્યું, હું સાચું કહું છું, મને તો એમ લાગે છે કે, આજકાલ પ્રકૃતિની સ્તુતિ કરવામાં તમે બધાએ કંઈક હદબહાર જવા માંડયું છે.

મેં કહ્યું, દેવી, બીજા કોઈની સ્તુતિ તમારા લોકોથી ખમાતી નથી એવું લાગે છે.

દીપ્તિએ કહ્યું, જ્યારે સ્તુતિ સિવાય બીજું વિશેષ કાંઈ મળતું નથી ત્યારે તેનો દુરુપયોગ જોયો જતો નથી.

સમીરે અત્યંત વિનમ્ર મનોહર હાસ્યપૂર્વક ડોક નમાવીને કહ્યું, ભગવતી, પ્રકૃતિની સ્તુતિ અને તમારી સ્તુતિ વચ્ચે ઝાઝો ફેર નથી. કદાચ તમારા ખ્યાલમાં આવ્યું હશે કે જેઓ પ્રકૃતિનાં સ્તુતિગાન રચે છે તેઓ તમારા જ મંદિરના મુખ્ય પૂજારી હોય છે.

દીપ્તિએ રીસે ભરાઈ ને કહ્યું, એટલે જેઓ જડની ઉપાસના કરે છે તેઓ જ અમારા ભક્ત છે.

સમીરે કહ્યું, તમે આવડી ગેરસમજ કરી એટલે મારે એક સારી પેઠે લાંબો ખુલાસો આપવો પડશે. આપણી ભૂત-સભાના હાલના પ્રમુખ શ્રદ્ધાસ્પદ શ્રીયુત ભૂતનાથ બાબુએ પોતાની ડાયરીમાં મન નામના એક

અત્યંત તોફાની પદાર્થના ઉપદ્રવનું વર્ણન કરતો એક નિબંધ લખ્યો છે, તે તમે સૌએ વાંચ્યો છે. મેં તેની નીચે જ કેટલીક વાત લખી રાખી છે. જો સભ્યો રજા આપતા હોય તો વાંચું — મારા કહેવાનો અર્થ તેથી સ્પષ્ટ થશે.

ક્ષિતિએ હાથ જોડીને કહ્યું, જો ભાઈ સમીરણ, લેખક અને પાઠક વચ્ચે જે સંબંધ છે તે જ સ્વાભાવિક સંબંધ છે. તને ઇચ્છા થઇ ને તેં લખ્યું, મને ઇચ્છા થઈ ને મેં વાંચ્યું. એમાં કોઈને કાંઈ કહેવાપણું નથી! જાણે મ્યાનમાં તલવાર બેસી ગઈ. પરંતુ તલવાર જો અનિચ્છુક હાડચામમાં એવી ઊંડી આત્મીયતા સ્થાપવા મંડી પડે તો તે એટલું સ્વાભાવિક અને મનોહર નહિ નીવડે. લેખક અને શ્રોતાનો સંબંધ પણ એવો જ અસ્વાભાવિક અને અજુગતો છે. હે ચતુરાનન, પાપની ગમે તેવી સજા કરજો, પણ બીજે જન્મે ડાકટરનો ઘોડો, છાકટાની વહુ અને નિબંધ લેખકનો બંધુ થઈને ન જન્મું એવું કરજો!

વ્યોમે જરા મશ્કરી કરવાનો પ્રયત્ન કર્યો, કહ્યું, મૂળમાં બંધુનો અર્થ જ બંધન થાય છે, તેમાં વળી નિબંધ-બંધન આવી પડયું તો ફાંસા ઉપર ફાંસો થશે — ગંડસ્યોપરિ વિસ્ફોટકમ્.

દીપ્તિએ કહ્યું, હસવા માટે બે વરસની મુદત માગી લઉં છું; ને દરમિયાનમાં પાણિની, અમરકોષ અને

ધાતુપાઠ મારે શીખી લેવાં પડશે.

આ સાંભળીને વ્યોમને ખૂબ ગંમત પડી. તેણે હસતાં હસતાં કહ્યું, ખૂબ સરસ કહ્યું; મને એક વાત યાદ આવે છે; —

સ્રોતસ્વિનીએ કહ્યું, તમે સમીરનું લખાણ આજે સાંભળવા દેવાના નથી એમ લાગે છે. સમીર, તમે વાંચો, એ લોકોની વાત ઉપર ધ્યાન આપશો નહિ.

સ્રોતસ્વિનીની આજ્ઞા સામે કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ. એટલું જ નહિ, ક્ષિતિ પોતે અભરાઈ ઉપરથી ડાયરીની વહી લઈ આવ્યો અને બિલકુલ ગરીબ, લાચારની જેમ ડાહ્યો થઈને બેસી રહ્યો.

સમીરે વાંચવા માંડયું — માણસને ફરજિયાત ડગલે ને પગલે મનની મદદ લેવી પડે છે, એટલા માટે અંદરખાનેથી આપણે તેના ઉપર રોષે ભરાયા હોઈએ છીએ. મન આપણા ઉપર પુષ્કળ ઉપકાર કરે છે, પણ તેનો સ્વભાવ એવો છે કે, આપણી સાથે તે કેમે કર્યું સંપૂર્ણપણે હળીમળીને રહી શકતું નથી. આખો વખત કટકટ કર્યા કરે છે, સલાહ આપ્યા કરે છે, શિખામણ દેવા આવે છે, બધાં જ કામમાં માથું મારે છે. તે જાણે કોઈ બહારનું માણસ ઘરનું ન થઈ પડયું હોય, તેવું છે — તેનો ત્યાગ કરવો પણ મુશ્કેલ, તેના ઉપર પ્રેમ રાખવો પણ મુશ્કેલ.

તે ઘણે ભાગે જાણે બંગાળીના દેશમાં અંગ્રેજના

ગવર્નમેન્ટ જેવું છે. આપણો વહેવાર સરલ અને દેશી હોય છે અને તેના કાયદા જટિલ અને વિદેશી હોય છે. તે આપણા ઉપર ઉપકાર કરે છે, પણ આપણને પોતીકા માનતો નથી. તે આપણને સમજી શકતો નથી અને આપણે તેને સમજી શકતા નથી. આપણી જે બધી કુદરતી સહજ શક્તિઓ હતી, તે તેની કેળવણીથી નાશ પામી ગઈ છે, હવે ઊઠતાંબેસતાં તેની મદદ વગર ચાલતું નથી.

અંગ્રેજની સાથે આપણા મનને બીજું પણ કેટલુંક મળતાપણું છે. આટલા બધા વખતથી તે આપણી વચ્ચે રહે છે, તોપણ તે અહીંનો વતની નથી બન્યો, તે હમેશાં ઊડું ઊડું કર્યા કરે છે. કેમ જાણે કોઈ પણ ઉપાયે ફુર્સદ મળે એટલે મહાસાગર પાર પોતાની જન્મભૂમિમાં ઊપડી જવા તલપાપડ ન થઈ રહ્યો હોય. એવા કરતાં વધુ આશ્ચર્યજનક સરખાપણું એ છે કે, તમે જેમ જેમ તેની આગળ નરમ બનશો, જેમ જેમ 'જી હજૂર, ખુદાવંદ' કરીને હાથ જોડશો, તેમ તેમ તેનો રુઆબ વધતો જશે, અને તમે જો ઝપ દઈને બાંય ચડાવીને મુક્કો ઉગામી શકો, ખ્રિસ્તી શાસ્ત્રની આજ્ઞાની ઉપેક્ષા કરીને ટીકાને બદલે ધબ્બો મારી શકો તો તે પાણીપાણી થઈ જશે. મનની ઉપર આપણને એટલો બધો ડંખ છે કે, જે કામમાં તેનો હાથ ઓછો જોવામાં આવે તેનાં જ આપણે સૌથી વધારે વખાણ

કરીએ છીએ. નીતિશાસ્ત્રમાં અવિચારીપણાની નિંદા કરેલી છે, એ ખરું પણ ખરું જોતાં તેના પ્રત્યે આપણને આંતરિક પ્રેમ હોય એમ માલૂમ પડે છે. જે માણુસ અત્યંત વિચારપૂર્વક, આગળ પાછળનો ખ્યાલ કરીને અંત્યત સાવધાનીથી કામ કરે છે, તેના ઉપર આપણે પ્રેમ નથી રાખતા, પરંતુ જે માણુસ હમેશાં નિશ્ચિંત, અમ્લાન વદને બેફાટ બોલી નાખે છે અને રમત વાતમાં કઢંગું કામ કરી બેસે છે, તેના ઉપર લોકો પ્રેમ રાખે છે. જે માણુસ ભવિષ્યનો હિસાબ કરીને ખૂબ સાવધાનીથી પૈસો ભેગો કરે છે, તેની પાસે લોકો કરજ કરવાની જરૂર પડે ત્યારે જાય છે, અને તેને મનમાં ને મનમાં અપરાધી ઠેરવે છે, અને જે બેવકૂફ પોતાના અને પરિવારના ભવિષ્યનો સારોમાઠો વિચાર કર્યા વગર જે મળે તે તરત જ છૂટે હાથે ખરચી નાખે છે, તેને લોકો પોતે થઈને કરજે આપવા જાય છે, અને બધી વખત પતવાની આશા રાખતા નથી. ઘણી વાર અવિવેક એટલે કે મનોવિહીનતાને જ આપણે ઉદારતા કહીએ છીએ અને જે બુદ્ધિશાળી પુરુષ હિતાહિત જ્ઞાનની સલાહ પ્રમાણે દલીલનું ફાનસ હાથમાં લઈ ને અત્યંત દૃઢ સંકલ્પપૂર્વક નિયમનો અસિધારા માર્ગ પકડીને ચાલે છે, તેને લોકો હિસાબી, સંસારી, સાંકડા મનનો વગેરે અપવાદસૂચક શબ્દો લગાડે છે.

મન છે એટલું જે ભુલાવી શકે તેને જ આપણે મનોહર કહીએ છીએ. મનનો બોજો જે અવસ્થામાં આપણે અનુભવતા નથી તે અવસ્થાને આપણે આનંદ કહીએ છીએ. નશો કરીને બદકે આપણે પશુના જેવા થઈ જઈએ, પોતાનું સત્યાનાશ વાળીએ તો તે પણ કબૂલ છે, તેમ છતાં થોડી વાર ખાડામાં પડવા છતાં પણ તે ઉલ્લાસ આપણે રોકી શકતા નથી. મન જો સાચેસાચ આપણું આત્મીય હોત, અને આત્મીયની પેઠે વર્તતું હોત, તો એવા ઉપકારી માણસ પ્રત્યે આટલી બધી અકૃતજ્ઞતા પેદા થાત ખરી?

બુદ્ધિ કરતાં પ્રતિભાને આપણે ઊંચું સ્થાનકેમ આપીએ છીએ? બુદ્ધિ દરરોજ ક્ષણે ક્ષણે આપણાં હજારો કામ કરી આપે છે, તેના વગર આપણું જીવન સાચવવું મુશ્કેલ થઈ પડત; અને પ્રતિભા તો કોઈક વાર આપણને કામમાં આવે છે, અને ઘણી વાર તો અ–કામમાં પણ આવે છે. પણ બુદ્ધિ મનના તાબામાં હોય છે, તેણે ડગલાં ગણી ગણીને ચાલવું પડે છે, જ્યારે પ્રતિભા મનના નિયમોને પાળ્યા વગર હવાની પેઠે આવે છે, કોઈનું આવાહન પણ સાંભળતી નથી, તેમ કોઈનો નિષેધ પણ માનતી નથી.

પ્રકૃતિમાં એ મન નથી, એટલા માટે પ્રકૃતિ આપણને આટલી મનોહર લાગે છે. પ્રકૃતિમાં એકની અંદર બીજું નથી. ઝાડની ઉપર વંદો ઊગીને તેને

શોષી ખાતો નથી. માટીથી માંડીને પેલા તેજભર્યા આકાશ સુધીના તેના આ વિશાળ ઘરસંસારમાં કોઈ પરગામનો પારકો છોકરો પેસી જઈને તોફાન મસ્તી કરતો નથી.

તે એકલી, અખંડસંપૂર્ણ, નિશ્ચિંત અને ઉદ્વેગ-રહિત છે. તેના અસીમ નીલ લલાટ ઉપર બુદ્ધિની રેખા સુધ્ધાં નથી, કેવળ પ્રતિભાનું તેજ સદા ઝળહળતું હોય છે. જેટલી સહેલાઈથી કોઈ સર્વાંગ સુંદર પુષ્પમંજરી ખીલી ઊઠે છે તેટલી જ બેપરવાઈથી એકાદ તોફાની વાવાઝોડું આવીને સુખસ્વપ્નની પેઠે બધું ભાંગી તોડીને ચાલ્યું જાય છે. બધું જાણે ઇચ્છા માત્રથી થતું ન હોય, કેમ જાણે પ્રયત્નની જરૂર જ ન પડતી હોય એમ લાગે છે. તે ઇચ્છા કોઈ વાર હેત વરસાવે છે, કોઈ વાર આઘાત કરે છે. કોઈ વાર પ્રિય અપ્સરાની પેઠે ગીત ગાય છે, કોઈ વાર ભૂખી રાક્ષસીની પેઠે ગર્જના કરે છે.

ચિંતાપીડિત સંશયગ્રસ્ત મનુષ્યને એ દ્વિધાશૂન્ય અવ્યવસ્થિત ઇચ્છાશક્તિ પ્રત્યે એક પ્રકારનું જબરું આકર્ષણ છે. રાજભક્તિ, પ્રભુભક્તિ તેનું એક ઉદાહરણ છે. જે રાજા ઇચ્છા થતાંવેંત પ્રાણ દઈ કે લઈ શકે છે તેને માટે જેટલા માણસોએ પોતાની ઇચ્છાથી પ્રાણ આપ્યા છે, તેટલા માણસો આજના જમાનાના નિયમ-પાશબદ્ધ રાજાને માટે સ્વેચ્છાએ પ્રાણત્યાગ કરવા

તૈયાર થતા નથી.

જેઓ માનવજાતના નેતા થઈને જન્મ્યા છે, તેમને મન હોય એમ લાગતું નથી. તેઓ શા માટે, શો વિચાર કરીને, કઈ દલીલ પ્રમાણે, કયું કામ કરે છે, તેની તે વખતે કશી જ સમજ પડતી નથી, અને માણસો સંશયરૂપી તિમિરથી ઘેરાયેલી પોતાની ક્ષુદ્ર ગુફામાંથી બહાર નીકળીને પતંગની પેઠે ટોળેટોળાં તેમના મહત્ત્વની શિખામાં આત્મઘાતી થઈને ઝંપલાવે છે.

સ્ત્રી પણ પ્રકૃતિના જેવી છે. મને આવીને તેના વચમાંથી બે ભાગ કરી નાખ્યા નથી. તે પુષ્પની પેઠે આખી એક છે. એથી તેની હિલચાલ, આચારવહેવાર આટલાં સ્વાભાવિક અને સંપૂર્ણ છે. એટલા માટે દ્વિધાને ઝોલે ચડેલા પુરુષને માટે રમણી 'મરણં ધ્રુવમ્.'

પ્રકૃતિની પેઠે સ્ત્રીને પણ કેવળ ઇચ્છાશક્તિ જ હોય છે—તેમાં દાખલાદલીલ, વિચારવિવેચના, કેમ, શું હોતાં નથી. કોઈ વાર તે ચારે હાથે અન્ન વહેંચે છે, કોઈ વાર તે પ્રલયમૂર્તિ ધારણ કરીને સંહાર કરવા તૈયાર થાય છે. ભક્તો હાથ જોડીને કહે છે, તું મહામાયા છે, તું ઇચ્છામયી છે, તું પ્રકૃતિ છે, તું શક્તિ છે.

સમીર શ્વાસ ખાવા સહેજ થંભતાં જ ક્ષિતિએ

ગંભીર મુખ કરીને કહ્યું, વાહ, સુંદર! પણ તારે ગળે હાથ મૂકીને કહું છું એક અક્ષરે સમજ્યો હોઉં તો! મને લાગે છે કે તું જેને મન અને બુદ્ધિ કહે છે તે વસ્તુનો પ્રકૃતિની પેઠે મારામાં પણ અભાવ છે, પણ તેના બદલામાં પ્રતિભાને માટે પણ કોઈના તરફથી પ્રશંસા પામ્યો નથી અને મારામાં આકર્ષણ શક્તિ પણ ઝાઝી હોય એવો કોઈ પ્રત્યક્ષ પુરાવો મળતો નથી.

સ્રોતસ્વિનીએ વિચારમગ્ન થઈને કહ્યું, મન અને બુદ્ધિ એ શબ્દો જો તમે એક જ અર્થમાં વાપરતા હો અને એમ કહેતા હો કે અમે (સ્ત્રીઓ) તેથી વંચિત છીએ, તો તમારી સાથે હું એકમત થઈ શકતી નથી.

સમીરે કહ્યું, મેં જે વસ્તુ કહી છે તે રીતસરની ચર્ચાને યોગ્ય નથી. પહેલા વરસાદ વખતે પદ્મા જે બેટ રચી જાય છે તે રેતીનો હોય છે. તેના ઉપર હળ લઈને મંડી પડી તેને ખૂબ ખેડી નાખવાથી કંઈ ફળ મળતું નથી; ઉપરાછાપરી બે ત્રણ વરસાદ સુધી તેના ઉપર માટીના થર પડે છે ત્યારે તે ખેડવા લાયક બને છે. મેં પણ તે જ પ્રમાણે ચાલતાં ચાલતાં પ્રવાહમાં એક વાત પહેલી વાર ખડી કરી છે. કદાચ બીજો પ્રવાહ આવતાં તે છેક ભાંગી પણ પડે, અથવા ચણુ ઠરીને ફળરૂપ થતાં પણ તેને કોઈ રોકી શકે એમ નથી. ગમે તેમ પણ આરોપીની પૂરી વાત સાંભળ્યા પછી

ન્યાય કરજો.

માણસના અંતઃકરણના બે ભાગ હોય છે. એક અવચેતન, વિશાળ, ગુપ્ત અને નિશ્ચેષ્ટ, અને બીજો સચેતન, સક્રિય, ચંચળ અને પરિવર્તનશીલ. એ બેને આપણે પૃથ્વીના ખંડ અને સમુદ્ર સાથે સરખાવી શકીએ. સમુદ્ર ચંચળતાપૂર્વક જે કંઈ સંઘરે છે, છોડી દે છે, તે જ ગુપ્ત તળિયામાં દૃઢ નિશ્ચળ રૂપે ઉત્તરોત્તર ઢગલે થતું જાય છે. તે જ પ્રમાણે આપણી ચેતના રોજ રોજ જે કંઈ લાવે છે, ફેંકી દે છે તે બધું ધીમે ધીમે સંસ્કાર, સ્મૃતિ, અભ્યાસરૂપે એક વિશાળ ગુપ્ત ભંડારમાં અચેતન ભાવે એકઠું થયા કરે છે. એ જ આપણા જીવનનો અને ચારિત્રનો સ્થાયી પાયો છે. પૂરેપૂરા તળિયે જઈને તેના બધા થરો કોઈ તપાસી શક્યું નથી. ઉપર ઉપરથી જેટલું દેખાય છે, અથવા આકસ્મિક ધરતીકંપના આંચકાને લીધે જે છૂપો ભાગ ઉપર આવી પડે છે તેટલું જ આપણે જોવા પામીએ છીએ.

એ વિશાળ ખંડમાં જ ધાન્ય, પુષ્પ, ફળ, સૌંદર્ય અને જીવન ખૂબ સહેલાઈથી ખીલી ઊઠે છે. એ દેખીતી રીતે સ્થિર અને નિષ્ક્રિય હોય છે, પરંતુ એમાં એક પ્રકારનું અનાયાસનૈપુણ્ય, એક પ્રકારની ગુપ્ત જીવન-શક્તિ નિગૂઢભાવે કામ કરતી હોય છે. સમુદ્ર કેવળ ઊછળે છે અને ડોલે છે, વેપારી વહાણો તરાવે છે

અને ડુબાડે છે, ઘણું ઘણું આહરણ અને સંહરણ કરે છે, તેના બળનો પાર નથી, પરંતુ તેનામાં જીવનશક્તિ, ધારણશક્તિ નથી, તે કશાને જન્મ આપી શકતો નથી, કશાનું પાલન કરી શકતો નથી.

રૂપક સામે જો કોઈને વાંધો ન હોય તો હું એમ કહું કે આપણો આ ચંચળ બાહ્ય અંશ પુરુષ છે અને પેલો વિશાળ ગુપ્ત અચેતન અંતરંશ સ્ત્રી છે.

આ સ્થિતિ અને ગતિ સમાજમાં પુરુષ અને સ્ત્રી વચ્ચે વહેંચાઈ ગઈ છે. સમાજનું બધું આહરણ, ઉપાર્જન, જ્ઞાન અને શિક્ષણ સ્ત્રીમાં જઈને નિશ્ચળ સ્થિતિને પામે છે. એટલા માટે તેનામાં આવી સહજ બુદ્ધિ, સહજ શોભા અને અશિક્ષિત પટુતા જોવામાં આવે છે. મનુષ્યસમાજમાં સ્ત્રી બહુ લાંબા વખતથી સરજાયેલી છે; એટલા માટે તેના સંસ્કારો આટલા દૃઢ અને પુરાતન હોય છે, તેનું બધું કામ તે લાંબા વખતથી ટેવાયેલી હોય એમ સહેલાઈથી કર્યે જાય છે; પુરુષ આ ક્ષણની જરૂરિયાતની શોધમાં સમયના પ્રવાહમાં ક્ષણે ક્ષણે પલટાતો જાય છે; પરંતુ એ બધા ચંચળ પ્રાચીન પરિતવર્તનનો ઇતિહાસ સ્ત્રીમાં જઈને થરે થરે કાયમને માટે એકઠો થયા કરે છે.

પુરુષ આંશિક, વિચ્છિન્ન અને સામંજસ્ય વગરનો છે. અને સ્ત્રી એક એવું સંગીત છે જે સમ ઉપર આવીને સુંદર સુગોળ ભાવે સંપૂર્ણ બને છે; તેમાં

ઉત્તરોત્તર ગમે તેટલાં ચરણ જોડો અને નવી નવી તાન ઉમેરો તોયે પેલો સમ આવીને બધાંને એક સુગોળ સંપૂર્ણ કૂંડાળામાં ઘેરી લે છે. વચમાં એક સ્થિર કેન્દ્રને આધારે વર્તુલ પોતાનો પરિઘ વિસ્તારે છે, તેથી જે કાંઈ હાથવગું હોય તેને તે આટલી સુનિપુણ અને સુંદર રીતે ખેંચી લઈને પોતાનું કરી લઈ શકે છે.

આ જે કેન્દ્ર મેં કહ્યું તે બુદ્ધિ નથી, એક પ્રકારની સ્વાભાવિક આકર્ષણશક્તિ છે. એ એક પ્રકારનું ઐક્ય-બિંદુ છે. મનરૂપી પદાર્થ જ્યાં આવીને ડોકિયું કરે છે ત્યાં એ સુંદર ઐક્ય શતધા વિક્ષિપ્ત થઈ જાય છે.

વ્યોમે અધીરા જેવા થઈને એકાએક વચમાં જ શરૂ કરી દીધું, તું જેને ઐક્ય કહે છે તેને હું આત્મા કહું છું; તેનો ધર્મ જ એ છે કે, તે જુદી જુદી વસ્તુઓને પોતાની આસપાસ ખેંચી લાવી ઘડીને તેને એક આકાર આપે છે; અને તું જેને મન કહે છે તે જુદી જુદી વસ્તુઓ પ્રત્યે ખેંચાઈને પોતાને અને તે વસ્તુઓને ભાંગી ફોડી નાખે છે. તેથી જ આત્મયોગનું મુખ્ય પગથિયું મનને રોકવાનું ગણાય છે.

યોગની બધી વાત હું જાણતો નથી, પણ એવું કહે છે કે, યોગબળથી યોગીઓ સૃષ્ટિ રચી શકતા. પ્રતિભાની સૃષ્ટિ પણ એવી જ છે. કવિઓ સહજ શક્તિને જોરે મનને હરાવી દઈને અર્ધ અચેતનભાવે,

જાણે આત્માના કોઈ આકર્ષણથી, ભાવ રસ દૃશ્ય વર્ણ ધ્વનિ કોઈક અકલ્પ્ય રીતે મેળવીને તેમને એકઠાં કરીને જીવન અને સંગઠનથી મંડિત કરીને ખડાં કરી દે છે.

મોટા મોટા માણસો મોટાં મોટાં કામ કરે છે તે પણ આ જ રીતે કરે છે! જ્યાં જે જોઈતું હોય, તે જાણે કોઈ દૈવીશક્તિના પ્રભાવથી ખેંચાઈ આવીને રેખાએ રેખામાં અને રંગેરંગમાં મળી જાય છે, અને એક સારી રીતે કરેલા સંપૂર્ણ કાર્યરૂપે ઊભું થાય છે. પ્રકૃતિના સૌથી નાના મન નામના તોફાની બાળકનો છેક જ તિરસ્કાર અને બહિષ્કાર થાય છે એમ નથી, પરંતુ તે તેના કરતાં પણ મહાન પ્રતિભાના અમોઘ માયામંત્રના બળથી મોહિત થયેલાની જેમ કામ કર્યે જાય છે, આપણને એમ લાગે છે કે જાણે બધું જ જાદુથી થાય છે, જાણે બધી ઘટના, બધી બાહ્ય પરિસ્થિતિ પણ યોગબળથી ઇચ્છા મુજબ યથાસ્થાને ગોઠવાઈ જાય છે. ગેરીબાલ્ડીએ એ જ રીતે છિન્નભિન્ન ઇટાલીની નવેસર પ્રતિષ્ઠા કરી હતી. વૉશિંગટન અરણ્ય પર્વતોમાં વેરાયેલા પડેલા અમેરિકાને પોતાની આસપાસ ખેંચી લાવીને તેમાંથી એક સામ્રાજ્ય નિર્માણ કરી ગયો હતો.

આ બધાં કાર્યો એક એક યોગસાધન જેવાં છે.

કવિ જે રીતે કાવ્ય રચે છે, તાનસેન જે રીતે તાન લય છંદમાંથી એક એક ગીત સર્જતો હતો, તે જ રીતે

સ્ત્રી પોતાનું જીવન રચીને ખડું કરે છે—તેવા જ અચેતનભાવે અને તેવા જ માયામંત્રના બળથી. પિતા પુત્ર ભાઈ બહેન અતિથિ અભ્યાગતને સુંદર બંધનથી બાંધીને તે પોતાની આસપાસ ગોઠવીને શોભાયમાન બનાવી દે છે; ભાતભાતની સામગ્રી લઈને ભારે નિપુણતાથી એક ઘર નિર્માણ કરે છે; માત્ર ઘરમાં જ નહિ, સ્ત્રી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પોતાની આસપાસની બધી વસ્તુઓને એક પ્રકારના સૌંદર્ય અને સંયમથી બાંધી દે છે. પોતાનાં હલનચલન, વસ્ત્ર-આભૂષણ, વાતચીત, હાવભાવ બધાંને એક પ્રકારનો અનિર્વચનીય ઘાટ આપે છે. તે શ્રી કહેવાય છે. એ કંઈ બુદ્ધિનું કામ નથી, અનિર્દેશ્ય પ્રતિભાનું કામ છે, એ કંઈ મનની શક્તિ નથી, આત્માની અભ્રાંત ગૂઢ શક્તિ છે. આ જે ખરો સૂર ખરી જગ્યાએ જઈને ગોઠવાઈ જાય છે, ખરો શબ્દ ખરી જગ્યાએ આવીને બેસી જાય છે, ખરું કામ ખરે વખતે સધાઈ જાય છે, એ આખા જગતના મહા રહસ્યમય કેન્દ્રમાંથી સ્વાભાવિક સ્ફૂટિક ધારાની પેઠે વહી નીકળતા એક ઝરણા જેવું છે. તે કેન્દ્રસ્થાનને અચેતન ન કહેતાં અતિચેતન કહેવું જોઈએ.

પ્રકૃતિમાં જે સૌંદર્યરૂપે વસે છે તે જ મહાન અને ગુણી પુરુષોમાં પ્રતિભારૂપે વસે છે અને સ્ત્રીઓમાં તે જ શ્રીરૂપે સ્ત્રીત્વરૂપે વસે છે. એ માત્ર પાત્રભેદે

વિકાસભેદ છે.

ત્યાર પછી વ્યોમે સમીરના મોં તરફ જોઈને કહ્યું, ત્યાર પછી? તારો લેખ પૂરો કરી નાખ.

સમીરે કહ્યું, હવે શી જરૂર છે? મેં જે શરૂ કર્યું હતું તેનો તેં જ એક પ્રકારનો ઉપસંહાર કરી આપ્યો છે.

ક્ષિતિએ કહ્યું, કવિરાજ મહાશયે શરૂઆત કરી હતી, ડોકટર મહાશયે પૂર્ણાહુતિ કરી, હવે અમે હરિ હરિ બોલીને વિદાય થઈએ. મન શું છે, બુદ્ધિ શું છે, આત્મા શું છે, સૌંદર્ય શું છે, અને પ્રતિભા શાને કહે છે, એ બધું હું કોઈ કાળે સમજતો નહોતો, પણ સમજીશ એવી આશા હતી, તે પણ આજે જતી કરું છું.

પશમના કોકડામાં ગૂંચ પડી જતાં તેને જેમ માથું નીચું કરીને ધ્યાન દઈને આંગળી વડે ધીમે ધીમે ઉકેલવી પડે છે તેમ સ્રોતસ્વિની મૂંગે મોઢે બેસીને મનમાં ને મનમાં બધા મુદ્દાઓને મહામહેનતે જુદા પાડવા લાગી.

દીપ્તિ પણ મૂંગી હતી; સમીરે તેને પૂછ્યું, શો વિચાર કરે છે?

દીપ્તિએ કહ્યું, બંગાળી સ્ત્રીઓની પ્રતિભાના પ્રભાવથી બંગાળી પુરુષો જેવી આવી અપૂર્વ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ એનો જ હું વિચાર કરું છું.

મેં કહ્યું, કેવળ માટીના ગુણથી બધી વાર શિવ ઘડવામાં સફળ થવાતું નથી.

૮

# ગદ્ય અને પદ્ય

હું કહેતો હતો, વાંસળીના અવાજમાં, પૂર્ણિમાની જ્યોત્સ્નામાં, —

— શ્રીયુત ક્ષિતિ મારા આ આકસ્મિક ભાવોચ્છ્‌વાસથી હસવું ખાળી ન શક્યા. તેમણે કહ્યું, ભાઈ, શું કરે છે! હજી સવેળા બંધ કર. કવિતા છંદમાં હોય તો જ સાંભળવી ગમે -- તે પણ બધી વખતે નહિ. પરંતુ સરળ ગદ્યમાં જો તમે પાંચ જણ મંડીને કવિતા ભેળવા માંડશો, તો તે રોજ વહેવાર માટે નાલાયક બની જશે. બલ્કે દૂધમાં પાણી ભેળીએ તો ચાલે, પણ પાણીમાં દૂધ ભેળીએ તો તેનાથી હમેશનાં સ્નાનપાન નહિ થઈ શકે. કવિતામાં થોડા પ્રમાણમાં ગદ્યનું મિશ્રણ કરવામાં આવે તો અમારા જેવા ગદ્યજીવી માણસોને પચવામાં ભારે નહિ પડે — પણ ગદ્યમાં કવિતા તો બિલકુલ ચાલે જ નહિ!

બસ! મનની વાત હવે નહિ કરું. શરત-પ્રભાતના મારા નવીન ભાવાંકુરને પ્રિય બંધુ ક્ષિતિએ

પોતાની ખુરપીના એક ગોદાએ મૂળમાંથી ઉખાડી નાખ્યો. કોઈ દલીલની વાતમાં એકાએક વિરુદ્ધ મત સાંભળતાં માણુસ એટલો લાચાર બની જતો નથી, પરંતુ લાગણીની વાતમાં કોઈ વચમાં વાંધો નાખે છે ત્યારે માણુસ ખૂબ લેવાઈ જાય છે. કારણુ, લાગણીની વાતમાં બધો આધાર એક શ્રોતાની સહાનુભૂતિ ઉપર જ હોય છે. શ્રોતા જો એમ કહી ઊઠે કે, શું ગાંડપણુ માંડ્યું છે, તો કોઈ પણુ તર્કશાસ્ત્રમાં તેનો કશો જવાબ શોધ્યો જડતો નથી.

એટલા માટે લાગણીની વાત કાઢવી હોય તો પ્રાચીન કાળના ગુણીજનો શ્રોતાઓના કાલાવાલા કરીને કામની શરૂઆત કરતા. તેઓ કહેતા, બુદ્ધિશાળી પુરુષો હંસની પેઠે નીર છોડીને ક્ષીર ગ્રહણુ કરે છે. પોતાની અશક્તિ કબૂલ કરીને સભાજનોની કદરદાની ઉપર બધો આધાર છે એમ જણુાવતા. કોઈ વાર ભવભૂતિની પેઠે ભારે મોટા દંભપૂર્વક શરૂઆતથી જ બધાને છાપી દેવાનો પ્રયત્ન કરતા. અને આટઆટલું કર્યા પછી પણુ ઘેર જઈને પોતાની જાત ઉપર ધિક્કાર વરસાવી કહેતા, જે દેશમાં કાચ અને મણિની કિંમત સરખી અંકાય છે તે દેશને નમસ્કાર. દેવની આગળ પ્રાર્થના કરતા, “હે ચતુરાનન, પાપનું ફળ બીજું જે આપવું હોય તે આપજો, સહન કરવાને હું તૈયાર છું, પણુ અરસિકો આગળ રસની વાત કરવાનું મારા કપાળમાં લખશો

નહિ, લખશો નહિ, લખશો નહિ." ખરેખર, એના જેવી બીજી સજા નથી. દુનિયામાં અરસિક ન રહો, એવી મોટી પ્રાર્થના દેવ આગળ કરી શકાય નહિ, કારણ તો તો દુનિયામાં વસ્તી ઘણી ઓછી થઈ જાય. અરસિકો દ્વારા જ દુનિયાનાં મોટા ભાગનાં કામો પાર ઊતરે છે, તેઓ જનસમાજને માટે અત્યંત આવશ્યક છે; તેઓ ન હોય તો સભા બંધ થઈ જાય, કમિટી ન ચાલે, છાપાં મૂંગાં થઈ જાય, સમાલોચનાનાં ખાનાં તદ્દન ખાલી પડી જાય; એટલે તેમના પ્રત્યે મને પૂરતો આદર છે. પરંતુ ઘાણીમાં તલ નાખીએ એટલે અખંડ ધારે તેલ નીકળે છે તે ઉપરથી તેમાં ફૂલ નાખીને કોઈ મધની આશા નહિ રાખી શકે, એટલા માટે હે ચતુરાનન, ઘાણીને સદા સંસારમાં સાચવી રાખજો, પણ તેમાં ફૂલ નાખશો નહિ અને ગુણીજનોનાં હૈયાં નાખશો નહિ!

શ્રીમતી સ્રોતસ્વિનીનું કોમળ હૃદય હમેશાં દુઃખીના પક્ષમાં હોય છે. તેઓ મારી ખરાબ સ્થિતિ જોઈને જરા દુઃખ પામીને બોલ્યાં, "કેમ, ગદ્યમાં ને પદ્યમાં એવો તે કયો ફેર છે?"

મેં કહ્યું, પદ્ય અંતઃપુર છે, ગદ્ય દીવાનખાનું છે. બંનેનાં અલગ અલગ સ્થાન નક્કી થયેલાં છે. અબળા બહાર ફરે તો તેના ઉપર આફત આવશે જ એવું કંઈ નથી. પરંતુ જો કોઈ કઠોર સ્વભાવનો માણસ તેનું અપમાન કરે, તો રુદન

સિવાય તેની પાસે બીજું હથિયાર નથી, એટલા માટે અંતઃપુર તેને માટે સલામત કિલ્લો છે. પદ્ય, એ જ રીતે, કવિતાનું અંતઃપુર છે. છંદના કોટની અંદર કોઈ એકાએક તેના ઉપર હુમલો કરતું નથી. દરરોજની અને દરેકની ભાષાથી અલગ પાડીને તેણે પોતાને માટે એક મુશ્કેલ છતાં સુંદર સીમા બાંધી રાખી છે. મારા હૃદયના ભાવને જો હું તે સીમામાં પ્રતિષ્ઠિત કરી શકત તો, ક્ષિતિ તો શું, કોઈ ક્ષિતિપતિની પણ મગદૂર નહોતી કે એકાએક આવીને તેની મશ્કરી કરી જાય!

વ્યોમે હુક્કાની નળી મોમાંથી કાઢીને આંખો મીંચીને કહ્યું, હું ઐક્યવાદી છું. એકલા ગદ્ય માર-ફતે જ આપણી બધી જરૂરિયાતો પૂરી પડી શકત, પણ વચમાં પદ્યે આવીને માણસના મનોરાજ્યમાં નકામો વિચ્છેદ ઊભો કર્યો છે; કવિ નામની એક અલગ જાતને ઉત્પન્ન કરી છે. અમુક પક્ષના હાથમાં જ્યારે જાહેર સંપત્તિ સોંપવામાં આવે છે ત્યારે તે બીજાના હાથમાં ન જાય એમ કરવામાં જ તેનો સ્વાર્થ સમા-યેલો હોય છે, કવિઓએ પણ ભાવની ચારે બાજુએ ભારે બાધાઓ ઊભી કરીને કવિત્વ નામની એક કૃત્રિમ વસ્તુ ઊભી કરી છે. કૌશલથી છક થઈ ગયેલા સામાન્ય લોકોના આશ્ચર્યનો કંઈ પાર નથી. તેમને એવી ખોટી ટેવ પડી ગઈ છે કે, છંદ અને પ્રાસ આવીને ઉપરાછાપરી હથોડી ન મારે ત્યાં સુધી તેમનાં

હૃદયની ઊંઘ ઊડતી નથી, એટલે સ્વાભાવિક સરળ ભાષા છોડી દઈને ભાવે પચરંગી છદ્મવેશ ધારણ કરવો પડે છે. ભાવને માટે આના કરતાં ભારે હીનતા બીજી હોઈ ન શકે. પદ્ય હમણાં નવું ઉત્પન્ન થયેલું છે એટલે રાતોરાત લક્ષાધિપતિ થયેલાઓની જેમ તે હમેશાં પીછાં ઊંચાં કરીને નાચતું ફરે છે. મને તો તે દીઠું ગમતું નથી! એમ કહીને વ્યોમે ફરી હુક્કો તાણવા માંડયો.

શ્રીમતી દીપ્તિએ વ્યોમ તરફ અવજ્ઞાભરી દૃષ્ટિ ફેંકીને કહ્યું, વિજ્ઞાનમાં કુદરતી ચાળણી નામનો એક સિદ્ધાંત શોધાયો છે. તે કુદરતી ચાળણીનો નિયમ કેવળ પ્રાણીઓની જ નહિ, મનુષ્યોની રચનાને પણ લાગુ પડે છે. તે કુદરતી ચાળણીને પ્રતાપે જ ઢેલને કલાપની જરૂર પડતી નથી, અને મોરનાં પીંછાં ઉત્તરોત્તર લાંબા થતાં જાય છે. કવિતાનાં પીછાં પણ એ કુદરતી ચાળણીનું જ પરિણામ છે, કવિઓનું કાવતરું નથી. જંગલીથી માંડીને સુધરેલા દેશોમાંથી કોઈ એવો છે જ્યાં કવિત્વ સ્વાભાવિક રીતે જ છંદમાં ખીલી ઊઠયું નહિ હોય

શ્રીયુત સમીર અત્યાર સુધી મંદ મંદ હાસ્ય કરતા મૂંગા મૂંગા બેસીને સાંભળ્યા કરતા હતા. દીપ્તિએ અમારી ચર્ચામાં ભાગ લીધો ત્યારે તેમના મગજમાં એક તુક્કો ઊઠયો. તેમણે એક વિચિત્ર વાત કહી.

તેમણે કહ્યું, કૃત્રિમતા જ મનુષ્યનું સર્વપ્રધાન ગૌરવ છે. માણુસ સિવાય બીજા કોઈને કૃત્રિમ થવાનો અધિકાર નથી. આકાશને પોતાની નીલિમા નિર્માણ કરવી પડતી નથી, મોરનાં પીંછાં પ્રકૃતિ પોતાને હાથે ચીતરી આપે છે. માત્ર માણસને જ વિધાતાએ પોતાના સર્જન કાર્યમાં 'એપ્રેન્ટીસ' બનાવી દીધો છે, તેના ઉપર નાનાં નાનાં સર્જનનો ભાર નાખ્યો છે. તે કામમાં જેણે જેટલી કુશળતા બતાવી છે તેને તેટલું માન મળ્યું છે. પદ્ય ગદ્ય કરતાં વધુ કૃત્રિમ છે એ ખરું; તેમાં માણુસનું સર્જન વધારે છે; તેમાં વધારે રંગ લગાવવો પડયો છે, વધારે યત્ન કરવો પડયો છે. આપણા મનની અંદર જે વિશ્વકર્મા વસે છે, જેઓ આપણા અંતરના એકાંત સર્જનખંડમાં બેસીને ભાતભાતના ઘાટ, ભાતભાતની રચના, ભાતભાતના પ્રયાસ અને પોતાને પ્રગટ કરવાના ભાતભાતના પ્રયત્નોમાં રોકાયેલા છે, તેમના જ નિપુણ હાથની કારીગરી પદ્યમાં વધારે રહેલી છે. એ જ તેનું પ્રધાન ગૌરવ છે. અકૃત્રિમ ભાષા જલ-કલ્લોલની હોય, અકૃત્રિમ ભાષા પલ્લવમર્મરની હોય, પણ જ્યાં મન હોય ત્યાં તો ભારે પ્રયત્નપૂર્વક રચેલી કૃત્રિમ ભાષા જ હોય.

સ્રોતસ્વિનીએ એકચિત્ત વિદ્યાર્થિનીની પેઠે સમીર-ની બધી વાત સાંભળી. તેના સુંદર નમ્ર મુખ ઉપર જાણે એક નવો જ પ્રકાશ આવીને પડયો. હમેશાં

પોતાનો કોઈ મત દર્શાવતાં જેવો સંકોચ અનુભવતી, તેવો આજે અનુભવ્યા વગર તેણે એકદમ શરૂ કરી દીધું, હું બરાબર સ્પષ્ટ રીતે કહી શકીશ કે નહિ, તે હું જાણતી નથી. સૃષ્ટિના જે અંશની સાથે આપણા હૃદયનો સંબંધ હોય છે, એટલે કે, સૃષ્ટિનો જે અંશ કેવળ આપણા મનમાં જ જ્ઞાનનો સંચાર કરતો નથી, હૃદયમાં ભાવનો સંચાર કરે છે, જેમ કે, ફૂલનું સૌંદર્ય, પર્વતનું મહત્ત્વ—તે અંશમાં કેટકેટલું નૈપુણ્ય વાપરવું પડયું હોય છે, કેટકેટલા રંગ લગાડવા પડયા હોય છે, કેટકેટલી તૈયારી કરવી પડી હોય છે, ફૂલની એકેએક પાંખડીને કેટલા યત્ને બરાબર ગોળ અને સુડોળ બનાવવી પડી હોય છે, તેને દીંટા ઉપર કેવી સુંદર બંકિમ ભંગીએ ખડું કરવું પડયું હોય છે, પર્વતને માથે ચિરતુષારમુકુટ પહેરાવીને, તેને નીલ આકાશમાં કેવો મહિમાપૂર્વક બેસાડવામાં આવ્યો હોય છે, પશ્ચિમ સમુદ્રતીરના સૂર્યાસ્તપટ ઉપર કેટકેટલા રંગોની કેટ-કેટલી પીંછીઓ ફરી હોય છે! પૃથ્વીથી માંડીને આકાશ સુધીમાં કેટકેટલા સાજશણગાર, કેટકેટલાં રંગરોગાન, કેટકેટલી ભાવભંગી વપરાયાં ત્યારે આપણું આ જરાક જેટલું મન મોહ પામ્યું છે! ઈશ્વરે પોતાની રચનામાં જ્યાં જ્યાં પ્રેમ, સૌંદર્ય, મહત્ત્વ પ્રગટ કર્યું છે, ત્યાં ત્યાં તેમને પણ કળા કારીગરી વાપરવી પડી છે. ત્યાં ત્યાં તેમને પણ ધ્વનિ અને છંદ, વર્ણ અને ગંધ બહુ

યત્નપૂર્વક વાપરવાં પડયાં છે. જંગલમાં જે ફૂલ તેમણે ખીલવ્યાં છે, તેમાં પાંખડીના કેટલા બધા અનુપ્રાસો તેમણે વાપર્યા છે. અને આકાશના પટ ઉપર ફક્ત એક જ્યોતિરેખા પાડવા માટે તેમને કેટલો નિયમિત અને સુસંયત છંદ રચવો પડયો છે—તેના ચરણ અને અક્ષરની ગણતરી વિજ્ઞાન કાઢયા કરે છે. ભાવ પ્રગટ કરવા માટે માણસને પણ ભાતભાતની નિપુણતાનો આશરો લેવો પડે છે. શબ્દમાં સંગીત આણવું પડે છે, સૌંદર્ય લાવવું પડે છે, ત્યારે મનની વાત જઈને મનમાં પ્રવેશ પામે છે. એને જો કૃત્રિમતા કહેતા હો તો સમસ્ત વિશ્વની રચના કૃત્રિમ છે.

એટલું બોલીને સ્રોતસ્વિનીએ મારા મોં તરફ જોઈને કેમ જાણે મદદની માગણી કરી. તેની આંખમાં એવો ભાવ હતો કે, હું શું બધું બકી ગઈ તેનું કંઈ ઠેકાણું નથી, તમારાથી જો બને એમ હોય તો તેને જરા સ્પષ્ટ કરીને કહોને. એવામાં વ્યોમ એકાએક બોલી ઊઠયો, આખી વિશ્વરચના કૃત્રિમ છે એવો મત પણ છે. સ્રોતસ્વિની જેને ભાવનું પ્રગટીકરણ કહે છે, એટલે કે દૃશ્ય, શબ્દ, ગંધ વગેરે, તે કેવળ માયા એટલે આપણા મનની કૃત્રિમ રચના છે એ વાત ખોટી છે એમ સાબિત કરવું ખૂબ મુશ્કેલ છે.

ક્ષિતિએ ખૂબ ચિડાઈ જઈને કહ્યું, તમે બધાંએ વિવાહની વરસી માંડી છે. વાત એ ચાલતી હતી કે,

ભાવ પ્રગટ કરવા માટે પદ્યની કંઈ જરૂર ખરી કે નહિ. તમે તે ઉપરથી એકદમ દરિયો કૂદીને સૃષ્ટિતત્ત્વ, લય-તત્ત્વ, માયાવાદ વગેરેના કળણમાં જઈ પડ્યાં છો. મારી તો ખાતરી છે કે ભાવ પ્રગટ કરવા માટે છંદ સરજાયો નહોતો. નાનાં બાળકોને જેમ જોડકણાં ગમે છે તે તેના ભાવમાધુર્યને કારણે નહિ, પણ કેવળ તેના છંદોબદ્ધ ધ્વનિને કારણે, તેમ જંગલી દશામાં અર્થહીન શબ્દોનો કેવળ ઝંકાર જ કાનને સારો લાગતો. એટલા માટે અર્થહીન જોડકણાં જ માણસની પહેલવહેલી કવિતા હતી. માણસની અને પ્રજાની ઉંમર જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ છંદની સાથે અર્થને ન જોડવામાં આવે તો તેને પૂરેપૂરી તૃપ્તિ થતી નથી. પરંતુ ઉંમરે પહોંચ્યા પછી પણ ઘણી વાર, માણસમાં એકાદ બે અંધારાં સ્થાનોમાં બાળક અંશ રહી જાય છે; ધ્વનિ-પ્રિયતા, છંદપ્રિયતા પેલા ગુપ્ત બાળકસ્વભાવના અંશો છે. આપણો પ્રૌઢ અંશ અર્થ ઇચ્છે છે, ભાવ ઇચ્છે છે : આપણો અપરિપક્વ અંશ ધ્વનિ ઇચ્છે છે, છંદ ઇચ્છે છે.

દીપ્તિએ ડોક વાંકી કરીને કહ્યું, એટલું સદ્ભાગ્ય છે કે આપણા બધા અંશ પ્રૌઢ બની ગયા નથી! માણસના સગીર અંશને હું અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. દુનિયામાં જે કંઈ મીઠાશ છે તે તેને પ્રતાપે જ છે.

સમીરે કહ્યું, જે માણસ બિલકુલ પૂરેપૂરો પાકી

ગયો હોય છે, તે દુનિયાનો ઘૈડિયો છોકરો કહેવાય. કોઈ પણ જાતની રમત, કોઈ પણ જાતની છોકરવાદી તેને પસંદ પડતી નથી. આપણી આજની હિંદુ જાતિ દુનિયામાં સૌથી ઘરડી જાતિ છે. અત્યંત વધુ પ્રમાણમાં તે ઘૈડિયાવેડા કર્યા કરે છે. અને તેમ છતાં અનેક બાબતોમાં તે નાદાન છે. ઘૈડિયાં બાળક અને ઘૈડિયા નીતિની પ્રગતિ થવી ખૂબ મુશ્કેલ હોય છે, કારણ, તેમના મનમાં નમ્રતા નથી હોતી. મારી આ વાત ખાનગી છે, જો જો ક્યાંક બહાર ન પડી જાય. આજકાલ લોકોનો મિજાજ સારો નથી.

મેં કહ્યું, જ્યારે સ્ટીમરોલરથી શહેરના રસ્તાની મરામત થતી હોય છે ત્યારે પાટિયા ઉપર એવું લખેલું હોય છે કે — રોલર ચાલે છે, સાવધ રહેજો! હું ક્ષિતિને પહેલેથી ચેતવી મૂકું છું કે હું રોલર ચલાવવાનો છું. વરાળથી ચાલતાં વાહનથી તેઓ ખૂબ ડરે છે, પણ તે કલ્પના–વરાળની મદદથી હરવુંફરવું મને સહેલું લાગે છે. ગદ્યપદ્યની ચર્ચામાં હું ફરી વાર વિવાહની વરસી કરીશ, સાંભળવું હોય તો સાંભળો,—

ગતિમાં એક પ્રકારનો ખૂબ પ્રમાણબદ્ધ નિયમ હોય છે. લોલક નિયમિત તાલે ઝૂલે છે. ચાલતી વખતે માણસનો પગ માત્રા સાચવીને ઊંચકાય છે અને મુકાય છે; અને તેની સાથે તેનાં બધાં અંગ–ઉપાંગો સમાન તાલ જાળવીને ગતિમાં મેળ પેદા કરતાં હોય છે. સમુદ્ર તરંગમાં

એક પ્રચંડ લય રહેલો છે. અને પૃથ્વી એક મહા છંદ અનુસાર સૂર્યની પ્રદક્ષિણા કરે છે —

વ્યોમચંદ્રે મને વચમાં જ બોલતો અટકાવીને બોલવાનું શરૂ કરી દીધું, સ્થિતિ જ ખરેખર સ્વાધીન છે, પોતાના અટલ ગાંભીર્યપૂર્વક બિરાજમાન હોય છે. પરંતુ ગતિએ ડગલે ને ડગલે પોતાને નિયમથી બાંધીને ચાલવું પડે છે. તેમ છતાં સામાન્ય લોકોમાં એક એવી ખોટી માન્યતા રહેલી છે કે, ગતિ એ જ સ્વાધીનતાનું ખરું સ્વરૂપ છે, અને સ્થિતિ એ જ બંધન છે. તેનું કારણ એ છે કે, ઇચ્છા એ જ મનની એક માત્ર ગતિ છે અને ઇચ્છા પ્રમાણે ચાલવું એને જ મૂઢ લોકો સ્વાધીનતા કહે છે. પરંતુ આપણા પંડિતો જાણતા હતા કે ઇચ્છા જ આપણી સઘળી ગતિનું કારણ છે, સઘળાં બંધનનું મૂળ છે; એટલા માટે મુક્તિ, એટલે કે અંતિમ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો એ ઇચ્છાને મૂળમાંથી કાપી નાખવાનું તેમણે કહેલું છે. દેહમનની સર્વ પ્રકારની ગતિનો નિરોધ કરવો તેનું નામ જ યોગસાધના.

સમીરે વ્યોમની પીઠ ઉપર હાથ મૂકીને હસતાં હસતાં કહ્યું, એક માણસે જ્યારે એક વસ્તુ કહેવાની શરૂઆત કરી હોય, ત્યારે વચમાં જ તેની ગતિનો નિરોધ કરવો તેને ગોલયોગ (ઘોંઘાટ) સાધના કહે છે.

મેં કહ્યું, વૈજ્ઞાનિક ક્ષિતિને કંઈ એ અજાણ્યું નથી કે, ગતિની સાથે ગતિને, એક કંપનની સાથે બીજા કંપનને કૌટુંબિક સંબંધ હોય છે. 'સા' સૂરનો તાર વાગી ઊઠે તો 'મ' સૂરનો તાર કંપી ઊઠે છે. પ્રકાશના તરંગ, ગરમીના તરંગ, ધ્વનિના તરંગ, સ્નાયુના તરંગ, વગેરે બધા પ્રકારના તરંગોમાં એવો એક પ્રકારનો આત્મીયતાનો સંબંધ રહેલો છે. આપણી ચેતના પણ એક પ્રકારની તરંગિત કંપિત અવસ્થા છે. એટલા માટે વિશ્વનાં નાનાવિધ કંપનોની સાથે તેને સંબંધ છે. ધ્વનિ આવીને તેના સ્નાયુના ઝૂલાને ઝુલાવી જાય છે, પ્રકાશનાં કિરણો આવીને તેની સ્નાયુતંત્રી ઉપર અલૌકિક અંગુલિનો આઘાત કરે છે. તેની ચિરકંપિત સ્નાયુજાળ તેને જગતનાં બધાં સ્પંદનોના છંદ સાથે અનેક સૂત્રોથી બાંધીને જાગ્રત રાખી રહી છે.

હૃદયની વૃત્તિ, અંગ્રેજીમાં જેને 'ઇમોશન' કહે છે, તે આપણા હૃદયનો આવેગ એટલે કે ગતિ હોય છે; તેની સાથે પણ વિશ્વનાં બીજાં કંપનોને એક ભારે ઐકય રહેલું છે. પ્રકાશની સાથે, રંગની સાથે, ધ્વનિની સાથે તેને એક પ્રકારનો સ્પંદનનો સંબંધ છે, એક પ્રકારનો સૂરનો મેળ છે.

એટલા માટે સંગીત આટલી અવ્યવહિત રીતે આપણા હૃદયને સ્પર્શ કરી શકે છે, એ બંને વચ્ચે મિલન થતાં ઝાઝી વાર લાગતી નથી. વાવાઝોડા

અને સમુદ્ર વચ્ચે જેમ ધિંગામસ્તી જામે છે, તેમ ગીત અને પ્રાણની વચ્ચે એક પ્રકારનો ગાઢ સંઘર્ષ થતો હોય છે.

કારણ, સંગીત પોતાના કંપનનો સંચાર કરીને આપણા આખા અંતરને સંચાર–ચંચળ બનાવી મૂકે છે, એક અકથ્ય આવેગથી આપણા પ્રાણને ભરપૂર ભરી દે છે. મન ઉદાસ થઈ જાય છે. ઘણા કવિઓ આ અપૂર્વ ભાવને અનંતની આકાંક્ષા એવું નામ આપે છે. મેં પણ કોઈ કોઈ વાર એવો ભાવ અનુભવ્યો છે અને એવી ભાષા પણ વાપરી હશે. માત્ર સંગીત જ શા માટે, સંધ્યાકાશની સૂર્યાસ્ત સમયની શોભાએ પણ કેટલીય વાર મારા અંતરમાં અનંત વિશ્વના હૈયાના ધબકારા જગાડ્યા છે; જે એક અનિર્વચનીય વિરાટ સંગીત ગજર્યું છે, તેની સાથે મારા રોજરોજનાં સુખ દુઃખને કંઈ સંબંધ નથી, તે તો વિશ્વેશ્વરના મંદિર-ની પ્રદક્ષિણા કરતાં કરતાં અખિલ ચરાચર વિશ્વે કરેલું સામગાન છે. કેવળ સંગીત અને સૂર્યાસ્ત જ શા માટે, જ્યારે કોઈ પણ પ્રેમ આપણા આખા અસ્તિત્વને હલમલાવી મૂકે છે, ત્યારે તે પણ આપણને સંસારના ક્ષુદ્ર બંધનમાંથી મુક્ત કરીને અનંતની સાથે જોડી દે છે. તે એક વિરાટ ઉપાસનાનું સ્વરૂપ ધારણ કરે છે, દેશકાળની શિલાને ભેદીને ફુવારાની પેઠે અનંતની દિશામાં ઊડ્યા કરે છે.

આવી રીતે પ્રબળ સ્પંદન આપણને વિશ્વસ્પંદનની સાથે સાંકળી દે છે. વિશાળ સૈન્ય જેમ એકબીજાની પાસેથી લાગણીની ઉન્મત્તતા ખેંચી લઈને એકપ્રાણ બની જાય છે, તેજ પ્રમાણે વિશ્વનું કંપન સૌંદર્ય મારફતે જ્યારે આપણા હૃદયમાં સંચારિત થાય છે, ત્યારે આપણે આખા જગત સાથે એક તાલે ડગ ભરતા હોઈએ છીએ. અખિલ વિશ્વના પ્રત્યેક કંપમાન પરમાણુની સાથે મળી જઈને અનિવાર્ય આવેગપૂર્વક અનંત તરફ ધસીએ છીએ.

આ ભાવને કવિઓએ કેટકેટલી ભાષામાં, કેટકેટલી યુક્તિએ પ્રગટ કરવાના પ્રયત્નો કર્યા છે અને કેટલાય લોકો તેમાંનું કશું જ સમજી શકયા નથી—તેમણે એમ માન્યું છે કે એ તો માત્ર કવિઓનું કાવ્યધુમ્મસ છે.

કારણ, ભાષાને કંઈ હૃદય સાથે પ્રત્યક્ષ સંબંધ નથી, તેને મગજને ભેદીને અંતરમાં પ્રવેશ કરવો પડે છે. તે તો કેવળ દૂત છે, હૃદયના દીવાને ખાસમાં જવાનો તેને અધિકાર નથી, દીવાને આમમાં આવીને તે પોતાની વાત જણાવી જાય છે એટલું જ. તેને સમજવામાં, તેનો અર્થ કરવામાં પુષ્કળ વખત જાય છે. પરંતુ સંગીત એકદમ એકે ઈશારે હૃદયને બાથમાં ભીડી લે છે.

એટલા માટે કવિઓ ભાષાની સાથે સાથે થોડું સંગીત જોડી દે છે. તે પોતાના જાદુઈ સ્પર્શથી હૃદયનાં

દ્વાર ખોલી નાખે છે. છંદથી અને ધ્વનિથી હૃદય જ્યારે પોતાની મેળે જ હલી ઊઠે છે, ત્યારે ભાષાનું કામ ઘણું સહેલું થઈ જાય છે. દૂર દૂર જ્યારે વાંસળી વાગતી હોય છે, પુષ્પોદ્યાન જ્યારે આંખ સામે ખીલેલું હોય છે, ત્યારે પ્રેમના શબ્દોનો અર્થ સહેલાઈથી સમજી શકાય છે. સૌંદર્ય જેમ એક ક્ષણમાં હૃદયની સાથે ભાવનો સંબંધ કરાવી શકે છે તેમ બીજું કશું કરાવી શકતું નથી.

સૂર અને તાલ, છંદ અને ધ્વાન એ સંગીતના બે અંશ છે. ગ્રીકોએ 'ગ્રહ નક્ષત્રોનું સંગીત' નામની એક વસ્તુ કહેલી છે. શેક્સપિયરમાં પણ તેનો ઉલ્લેખ આવે છે. એનું કારણ હું પહેલાં જ કહી ગયો છું કે, એક ગતિની સાથે બીજી ગતિને ખૂબ નિકટનો સંબંધ હોય છે. અનંત આકાશભરમાં ચંદ્ર, સૂર્ય, ગ્રહ, તારા તાલબદ્ધ નૃત્ય કરતા જાય છે. તેનું વિશ્વવ્યાપી વિરાટ સંગીત કેમ જાણે કાને સંભળાતું નથી, આંખે દેખાય છે. છંદ સંગીતનું જ એક રૂપ છે. કવિતામાં તે છંદ અને ધ્વનિ બંને મળીને ભાવને કંપાયમાન અને સજીવ બનાવી દે છે. બહારની ભાષાને પણ હૃદયની સંપત્તિ બનાવી દે છે. જો કંઈ પણ કૃત્રિમ હોય તો ભાષા જ કૃત્રિમ છે, સૌંદર્ય કૃત્રિમ નથી. ભાષા માણસની છે, સૌંદર્ય આખા જગતનું અને જગતના સરજનહારનું છે.

શ્રીમતી સ્રોતસ્વિનીએ આનંદોજ્જ્વલ મુખે કહ્યું, નાટકના અભિનયમાં આપણા હૃદયને હલમલાવનારી અનેક સામગ્રી ભેગી રહેલી હોય છે. સંગીત, પ્રકાશ, પડદા, સુંદર વેશભૂષા બધાં મળીને જુદી જુદી બાજુએથી આપણા ચિત્ત ઉપર આઘાત કરીને તેને ચંચળ બનાવી દે છે, તેમાં એક અવિશ્રામ ભાવસ્રોત્ર વિવિધરૂપ ધારણ કરીને, વિવિધ કાર્યોરૂપે વહ્યા કરે છે—આપણું મન નાટયપ્રવાહમાં બિલકુલ નિરુપાય થઈને પોતાની જાતને વહેતી મૂકી દે છે અને ઝપાટાભેર તણાતું જાય છે. અભિનયમાં આપણે એ જોઈ શકીએ છીએ કે ભિન્ન ભિન્ન કળાઓમાં કેટલો સહકાર છે. એમાં સંગીત, સાહિત્ય, ચિત્રકળા અને અભિનયકળા એક ઉદ્દેશ સાધવાને માટે ભેગાં થાય છે. મને લાગે છે કે આવું બીજે ક્યાંય જોવામાં નહિ આવતું હોય.

૯

# કાવ્યનું તાત્પર્ય

સ્રોતસ્વિનીએ મને કહ્યું, કચદેવયાની–સંવાદ વિષે તમે જે કવિતા લખી છે તે તમારે મોઢે સાંભળવાની મારી ઇચ્છા છે.

એ સાંભળીને મનમાં ને મનમાં મેં કંઈક ગર્વ અનુભવ્યો, પરંતુ દર્પહારી મધુસૂદન તે વખતે જાગ્રત હતા એટલે દીપ્તિ અધીરી થઈને બોલી ઊઠી, તમે ખોટું ન લગાડશો, તે કવિતાનું કશું તાત્પર્ય કહો કે ઉદ્દેશ કહો, હું કશું જ સમજી શકી નથી. એ લખાણ સારું નથી થયું.

હું મૂંગો રહ્યો. મનમાં ને મનમાં મેં કહ્યું, જરા વિનયથી મત પ્રગટ કર્યો હોત તો દુનિયામાં કંઈ નુકસાન કે સત્યનો વિશેષ અપલાપ થઈ જવાનો નહોતો, કારણ, લખાણનો દોષ હોય એ જેમ નવાઈની વાત નથી તેમ વાચકની કાવ્ય સમજવાની શક્તિ

ઓછી હોય એ પણ છેક અસંભવિત છે એમ ન કહી શકાય. મોઢેથી મેં કહ્યું, જોકે પોતાના લખાણ વિષે લેખકના મનમાં ઘણી વાર સ્પષ્ટ મત હોય છે, તેમ છતાં તે ખોટો હોવાનો સંભવ હોય છે, એવા ઇતિહાસમાં ઘણા પુરાવા છે. ઊલટ પક્ષે, સમાલોચકો પણ સંપૂર્ણપણે ભૂલથી પર હોતા નથી તેવા પુરાવાનો પણ ઇતિહાસમાં કંઈ તોટો નથી. એટલે ફક્ત એટલું નિઃશંકપણે કહી શકાય કે મારું એ લખાણ તને ગમે એવું થયું નથી; એ બેશક મારું કમનસીબ છે — કદાચ તારું કમનસીબે હોય.

દીપ્તિએ ગંભીર મુખે ટૂંકમાં કહ્યું, બને! — એમ કહીને એક ચોપડી ખેંચી લઈને વાંચવા માંડી.

આ પછી સ્રોતસ્વિનીએ મને પેલી કવિતા વાંચવાની ફરી વિનંતી કરી નહિ.

વ્યોમે બારીની બહાર નજર નાખીને જાણે દૂર દૂર આકાશમાં રહેલા કોઈ કાલ્પનિક પુરુષને સંબોધીને કહ્યું, જો તાત્પર્યની વાત કરતા હો તો તમારી આ વખતની કવિતામાંથી મેં એક તાત્પર્ય ગ્રહણ કર્યું છે.

ક્ષિતિએ કહ્યું, પહેલાં વિષય શો છે તે કહે જોઉં? કવિતા મેં વાંચી નથી એ વાત કવિવરના બીકે અત્યાર સુધી છૂપી રાખી હતી, આખરે જાહેર કરવી પડી.

વ્યોમે કહ્યું, શુક્રાચાર્યની પાસેથી સંજીવની વિદ્યા

શીખી લાવવા માટે બૃહસ્પતિના પુત્ર કચને દેવોએ દૈત્યગુરુના આશ્રમમાં મોકલ્યો હતો. ત્યાં કચે હજાર વર્ષ સુધી નૃત્યગીત વાદિત્ર વડે શુક્રતનયા દેવયાનીનું મનોરંજન કરીને સંજીવની વિદ્યા મેળવી. આખરે જ્યારે વિદાયનો સમય આવ્યો ત્યારે દેવયાનીએ તેને પોતાનો પ્રેમ જણાવીને આશ્રમ છોડીને જવાની ના પાડી. દેવયાની પ્રત્યે અંતરની આસક્તિ હોવા છતાં પણ કચ તેનું કહ્યું માન્યા વગર દેવલોકમાં ચાલ્યો ગયો. વાત ફક્ત આટલી છે. મહાભારતમાં ને આમાં સહેજ તફાવત છે. પણ તે નજીવો છે.

ક્ષિતિએ કંઈક ગભરાયેલે ચહેરે કહ્યું, વાત બાર હાથના ચીભડાં કરતાં બહુ મોટી નહિ હોય, પણ તેમાંથી તેર હાથનું તાત્પર્ય નીકળી પડશે એવી મને ધાસ્તી લાગે છે.

વ્યોમ ક્ષિતિનું કહેવું કાન ઉપર લીધા વગર બોલી ગયો, વાત દેહ અને આત્મા સંબંધે છે.

આ સાંભળીને બધા જ શંકામાં પડયા.

ક્ષિતિએ કહ્યું, હું હવે મારા દેહને અને આત્માને લઈને માનમાં ને માનમાં વિદાય થાઉં છું.

સમીરે બે હાથે તેનું પહેરણ પકડીને ખેંચીને બેસાડી પાડીને કહ્યું, સંકટ સમયે અમને એકલા મૂકીને ક્યાં જાય છે?

વ્યોમે કહ્યું, જીવ સ્વર્ગમાંથી આ સંસારરૂપી

આશ્રમમાં આવેલો છે. તે અહીંનાં સુખદુઃખ, વિપદ-સંપદમાંથી પાઠ શીખે છે. જ્યાં સુધી વિદ્યાર્થી અવસ્થામાં હોય છે, ત્યાં સુધી તેને આ આશ્રમકન્યા-દેહનું મન સાચવીને ચાલવું પડે છે. મન સાચવવાની અપૂર્વ વિદ્યા તે જાણતો હોય છે. દેહની ઇન્દ્રિય-વીણા ઉપર તે એવું સ્વર્ગીય સંગીત વગાડે છે કે ધરતી ઉપર સૌંદર્યની નંદનવન સમી ઇન્દ્રજાળ ફેલાઈ જાય છે અને સમસ્ત શબ્દ-ગંધ-સ્પર્શ પોતાનાં જડશક્તિના યાંત્રિક નિયમોને ફેંકી દઈને અપૂર્વ સ્વર્ગીય નૃત્યથી સ્પંદિત બની જાય છે.

આટલું બોલતાં બોલતાં સ્વપ્નાવિષ્ટ શૂન્યદૃષ્ટિ વ્યોમ ખીલી ઊઠયો, ખુરશીમાં ટટાર થઈને બેસીને બોલ્યો, જો આ દૃષ્ટિએ જોશો તો પ્રત્યેક માણસમાં એક અનંત કાલવ્યાપી પ્રેમાભિનય જોવામાં આવશે. જીવ પોતાની મૂઢ, અણસમજુ, પરાવલંબી સંગિનીને કેવી રીતે પાગલ બનાવે છે જુઓ! દેહના એકેએક પરમાણુમાં તે એવી એક પ્રકારની આકાંક્ષાનો સંચાર કરી દે છે કે જેની તૃપ્તિ દેહધર્મ દ્વારા થઈ જ ન શકે. તેની આંખ સામે એ જે સૌંદર્ય ખડું કરે છે તેનો પાર દૃષ્ટિ પામી શકતી નથી — એટલે તે કહે છે "જનમ અવધિ હમ રૂપ નેહારનુ નયન ના તિરપિત ભેલ"; (જનમભર મેં રૂપ જોયા કર્યું પણ આંખો ધરાઈ નહિ) — તેના કાનમાં એ જે સંગીત

સિંચન કરે છે તે શ્રવણશક્તિ દ્વારા માણી શકાતું નથી, એટલે તે વ્યાકુળ થઈને કહે છે, "સોઈ મધુર બોલ શ્રવણહિ શુનલુ શ્રુતિ પથે પરશ ના ગેલ !" (તે મધુર બોલ કાને સાંભળ્યા, પણ શ્રુતિ-પથને તેનો સ્પર્શ ન થયો) વળી આ પ્રાણપ્રદીપ્ત મૂઢ સંગિની પણ લતાની પેઠે હજારો ડાળાંઓ અને ડાંખળી-ઓ ફેલાવીને પ્રેમપ્રતપ્ત સુકોમળ આલિંગન પાશથી જીવને ઢાંકી દઈને પકડી રાખે છે, ધીમે ધીમે તેને મોહ પમાડે છે, અવિરામ યત્નપૂર્વક પડછાયાની પેઠે તેની સાથે રહીને વિવિધ ઉપચારથી તેની સેવા કરે છે, પરદેશવાસ પરદેશવાસ ન લાગે, આતિથ્યમાં ઊણપ ન આવે, એટલા માટે તે હંમેશાં પોતાનાં આંખકાન, હાથપગને સાવચેત રાખે છે. આટલા બધા પ્રેમ પછી પણ આખરે એક દિવસ જીવ આ ચિરાનુગત અનન્યાસક્ત દેહલતાને ધૂળમાં પડતી મૂકીને ચાલ્યો જાય છે! કહે છે, પ્રિયે, તને હું જીવની પેઠે ચાહું છું, તોયે હું કેવળ એક ઊંડો નિસાસો નાખીને તને છોડીને ચાલ્યો જઈશ! ત્યારે કાયા તેને પગ પકડીને કહે છે, "પ્રિયતમ, આખરે આજે જો મને ધૂળની મૂઠીની પેઠે ધૂળમાં ફેંકી દઈને ચાલ્યા જવું હતું તો આટલા દિવસ સુધી તારા પ્રેમથી શા માટે મને આટલો મહિમા અર્પ્યો હતો? હાય, હું તારે યોગ્ય નથી,

પરંતુ તું શા માટે મારા આ પ્રાગ્પ્રદીપ-દીપ્ત એકાંત સુવર્ણ મંદિરમાં એક દિવસ રહસ્યરૂપી અંધકારભરી મધ્ય રાત્રિએ અનંત સાગરને વટાવીને મારે અભિસારે આવ્યો હતો? મારા કયા ગુણ ઉપર તું મોહ પામ્યો હતો!" આ કરુણ પ્રશ્નોનો કંઈ પણ જવાબ આપ્યા વગર એ વિદેશી ક્યાં ચાલ્યો જાય છે તેની કોઈને ખબર પડતી નથી. તે આજન્મ મિલન-બંધનનો અંત, તે મથુરાયાત્રાનો વિદાયનો દિવસ, કાયાની સાથેનું કાયાધિરાજનું અંતિમ સંભાષણ — એના જેવું શોચનીય વિરહદૃશ્ય કયા પ્રેમકાવ્યમાં વર્ણવાયું છે!

ક્ષિતિના મોઢાના ભાવ ઉપરથી કોઈક મશ્કરી આવે છે એવી આશંકાથી વ્યોમે કહ્યું, તમે આને પ્રેમ માનતા નથી; તમે એમ માનો છો કે હું કેવળ રૂપકનો આશરો લઈને બોલું છું! પણ તેમ નથી. જગતમાં એ જ સૌથી પહેલો પ્રેમ છે અને જીવનનો સૌથી પહેલો પ્રેમ જેમ સૌથી પ્રબળ હોય છે, તેમ જગતનો સૌથી પહેલો પ્રેમ પણ તેવો જ સરળ છતાં તેવો જ પ્રબળ હોય છે. આ આદિ પ્રેમે, આ દેહના પ્રેમે જ્યારે દુનિયામાં દેખા દીધી હતી ત્યારે પણ પૃથ્વીમાં જળ અને સ્થળ એવા વિભાગ પડી ગયા નહોતા, તે દિવસ કોઈ પણ કવિ ત્યાં હાજર નહોતો, કોઈ પણ ઇતિહાસકાર જન્મ્યો નહોતો, પરંતુ તે જ દિવસે આ

જળમય પંકમય અપક્વ ધરતી ઉપર પહેલવહેલી ઘોષણા થઈ કે, આ જગત કેવળ યાંત્રિક જગત નથી; પ્રેમ નામે એક અનિર્વચનીય આનંદમય વેદનામય ઇચ્છાશક્તિ પંકમાંથી પંકજવન પેદા કરી રહી છે. અને તે પંકજવન ઉપર આજે ભક્તની દૃષ્ટિએ સૌંદર્યરૂપિણી લક્ષ્મી અને ભાવરૂપિણી સરસ્વતીની સ્થાપના થઈ છે.

ક્ષિતિએ કહ્યું, આપણુ દરેકમાં આવી એક વિરાટ કાવ્યપ્રવૃત્તિ ચાલી રહી છે એવું સાંભળીને ખૂબ આનંદ થયો — પરંતુ સરળ કાયા પ્રત્યેનો ચંચળ સ્વભાવના આત્માનો વહેવાર સંતોષજનક નથી એટલું કબૂલ કરવું જ પડશે. હું પૂરા દિલથી એવી આશા રાખું છું કે મારો જીવાત્મા આવી ચપળતા ન કરતાં ઓછામાં ઓછા કંઈક લાંબા સમય સુધી દેહ-દેવયાનીના આશ્રમમાં સ્થાયી ભાવે વાસ કરે! તમો પણ એવો આશીર્વાદ આપો.

સમીરે કહ્યું, ભાઈ વ્યોમ, તારે મોઢે તો કદી શાસ્ત્રવિરુદ્ધ વાત સાંભળી નથી. તું કેમ આજે આવાં ખ્રિસ્તીના જેવાં વચન બોલ્યો? જીવાત્માને સ્વર્ગમાંથી સંસારાશ્રમમાં મોકલવામાં આવેલો છે, તે અહીં દેહનો સાથ મેળવીને સુખદુઃખનો અનુભવ લેતાં લેતાં પરિપક્વ થતો જાય છે, આ બધા મત કંઈ તારા પહેલાંના મત સાથે મળતા આવતા નથી.

વ્યોમે કહ્યું, આ બધી વાતમાં મતની એકતા સ્થાપવાનો પ્રયત્ન કરીશ નહિ. આ બધો પાયાની વાતો સંબંધે હું કોઈ પણ મત સાથે તકરાર કરતો નથી. જીવનયાત્રાના ધંધામાં દરેક પ્રજા પોતાના રાજ્યના ચલણી સિક્કા લઈને મૂડી ભેગી કરે છે. એમાં જોવાનું એટલું કે ધંધો ચાલે છે કે નહિ. જીવને સુખ-દુખ વિપદ-સંપદમાં અનુભવ લેવા માટે સંસાર-રૂપી શાળામાં મોકલવામાં આવેલો છે એ મતને મૂડી બનાવી લેવાથી જીવનયાત્રા સારા પેઠે ચાલે છે, એટલે મારા મત પ્રમાણે એ સિક્કો બનાવટી નથી. વળી, જ્યારે પ્રસંગોપાત્ત જરૂર પડશે ત્યારે હું બતાવી આપીશ કે જે બેંકનોટ લઈને હું જીવનના વેપારમાં પડ્યો છું તે નોટ પણ વિશ્વવિધાતાની બેંકમાં સ્વીકારાય છે.

ક્ષિતિએ કરુણ સ્વરે કહ્યું, માફ કરજે ભાઈ, તારે મોઢે પ્રેમની વાત જ કઠણ લાગે છે, હવે વેપારની વાત જો કાઢીશ તો મને પણ અહીંથી કાઢવો પડશે; મને ખૂબ નબળાઈ જેવું લાગે છે. જો તક મળે તો હું પણ એક તાત્પર્ય સંભળાવી શકું એમ છું.

વ્યોમે ખુરસીને અઢેલીને બેસીને બારી ઉપર બંને પગ મૂક્યા. ક્ષિતિએ કહ્યું, મને એમ લાગે છે કે 'ઈવોલ્યુશન થિયરી' એટલે કે વિકાસવાદનો એકંદર સાર આ કવિતામાં રહેલો છે. સંજીવની

વિદ્યાનો અર્થ જીવતા રહેવાની વિદ્યા એવો થાય છે. સંસારમાં સ્પષ્ટ જોવામાં આવે છે કે એક માણસ તે વિદ્યાનો રાતદિવસ અભ્યાસ કરી રહ્યો છે, હજાર વર્ષો તો શું કરોડો વર્ષો થયાં. પરંતુ જેને આધારે તે એ વિદ્યાનો અભ્યાસ કરી રહ્યો છે તે પ્રાણીવંશ પ્રત્યે તેનામાં કેવળ ક્ષણિક પ્રેમ જોવામાં આવે છે. જેવો એક ખંડ પૂરો થાય કે તરત જ નિષ્ઠુર પ્રેમી ચંચળ આતિથિ તેને સહેજ પણ ખંચાયા વગર વિનાશના મુખમાં ફગાવી દઈને ચાલ્યો જાય છે. પૃથ્વીના થરે-થરમાં આ નિર્દય વિદાયનાં વિલાપગીતો પથ્થરના પટ ઉપર અંકાયેલાં રહેલાં છે;—

દીપ્તિએ ક્ષિતિનું બોલવું પૂરું થાય ન થાય ત્યાં જ ચિડાઈ જઈને કહ્યું, તમે આ રીતે જો તાત્પર્ય કાઢવા કરશો તો તો તાત્પર્યનો પાર નહિ રહે. કાષ્ઠને બાળી મૂકીને અગ્નિ વિદાય લે છે, કોશેટાને કાપી નાખીને પતંગિયું નાસી જાય છે, ફૂલને ખેરવી નાખીને ફળ બહાર આવે છે, બીજને ભેદીને અંકુર ફૂટે છે, એવાં તો ઢગલાબંધ તાત્પર્યો ખડકી શકાય.

વ્યોમે ગંભીરભાવે કહેવા માંડ્યું, ખરી વાત છે. એ બધાં તાત્પર્યો નથી માત્ર દૃષ્ટાંતો છે. એ બધાંની અંદરની મૂળ વાત એ છે કે, સંસારમાં આપણે ઓછામાં ઓછા બે પગ વાપર્યા વગર ચાલી શકતા નથી. ડાબો પગ જ્યારે પાછળ બંધાયેલો રહે છે ત્યારે

જમણો પગ સામે આગળ વધે છે, અને જમણો પગ સામે બંધાય છે ત્યાર પછી ડાબો પગ પોતાનું બંધન તોડી નાખીને આગળ દોડે છે. આપણે એક વાર પોતાને બાંધીએ છીએ અને બીજી જ ક્ષણે તે બંધન છેદી નાખીએ છીએ. આપણે પ્રેમ કરવો પણ પડે છે અને તે પ્રેમ તોડી પણ નાખવો પડે છે, સંસારમાં એ સૌથી મોટું દુઃખ છે, અને એ મોટા દુઃખમાં થઈને જ આપણે આગળ વધવું પડે છે. સમાજને પણ આ વાત લાગુ પડે છે; નવો નિયમ જ્યારે જતે દહાડે પ્રાચીન પ્રથાનું રૂપ ધારણ કરી આપણને એક ઠેકાણે બાંધી રાખે છે ત્યારે સામાજિક વિપ્લવ આવી તેને ઉખાડી નાખીને આપણને મુક્તિ આપે છે. જે પગ મૂકીએ છીએ તે પગ બીજી ક્ષણે ઉપાડી લેવો પડે છે, નહિ તો ચાલી શકાતું નથી, આથી કરીને આગળ જવામાં ડગલે ને પગલે વિચ્છેદ-વેદના રહેલી છે, એ વિધાતાનો નિયમ છે.

સમીરે કહ્યું, વાર્તાને અંતે જે એક શાપ આવે છે તેનો તમે કોઈએ ઉલ્લેખ ન કર્યો. કચ જ્યારે વિદ્યા મેળવીને દેવયાનીનું પ્રેમબંધન છેદી નાખીને ચાલ્યો જાય છે ત્યારે દેવયાની તેને શાપ આપે છે કે, તું જે વિદ્યા શીખ્યો છે તે વિદ્યા બીજાને શીખવી શકશે પણ પોતે તેનો ઉપયોગ કરી શકશે નહિ; મેં તે શાપ સમેત એક તાત્પર્ય શોધી કાઢ્યું છે; જો

ધીરજ હોય તો કહું.

ક્ષિતિએ કહ્યું, ધીરજ રહેશે કે નહિ, તે પહેલેથી નથી કહી શકતો. પ્રતિજ્ઞા નયે પળાય તું તારે શરૂ કરી દે, છેવટે પરિસ્થિતિ સમજીને જો તને દયા આવે તો બંધ કરજે એટલે થયું.

સમીરે કહ્યું, સારી રીતે જીવન ધારણ કરવાની વિદ્યાને આપણે સંજીવની વિદ્યા કહીશું. એમ ધારી લઈએ કે, કોઈ એક કવિ તે વિદ્યા પોતે શીખીને બીજાને આપવાને માટે દુનિયામાં આવેલો છે. તેણે પોતાની સહજ સ્વર્ગીય શકિતથી દુનિયાને મોહિત કરીને તેની પાસેથી તે વિદ્યા શીખી લીધી. તેણે સંસાર ઉપર પ્રેમ નહોતો કર્યો એમ નહિ, પરંતુ સંસારે જ્યારે તેને કહ્યું કે તું મારા બંધનમાં બંધાઈ જા, ત્યારે તેણે કહ્યું કે, જો બંધાઈ જાઉં, તારા વમળમાં જો ખેંચાઈ જાઉં તો તો આ સંજીવની વિદ્યા હું કોઈને શીખવી નહિ શકું. સંસારમાં બધાની વચ્ચે રહેવા છતાંયે પોતાની જાતને અલગ રાખવી જોઈએ. ત્યારે સંસારે તેને શાપ આપ્યો કે તેં જે વિદ્યા મારી પાસેથી મેળવી છે તે વિદ્યા તું બીજાને દાન કરી શકશે, પરંતુ પોતે તેનો ઉપયોગ કરી શકશે નહિ. સંસારનો આવો શાપ હોવાને કારણે ઘણુંખરું એવું જોવામાં આવે છે કે, ગુરુની શીખવેલી વિદ્યા શિષ્યને કામ લાગે છે, પરંતુ સંસારના જ્ઞાનનો

પોતાના જીવનમાં ઉપયોગ કરવાને ગુરુ પોતે બાળકની પેઠે અસમર્થ હોય છે. તેનું કારણ એ છે કે, નિર્લેપ-પણે બહારથી વિદ્યા શીખીએ તો તે સારી રીતે શીખી શકાય છે, પરંતુ હમેશાં કામોમાં લપટાયેલા ન રહીએ તો તેનો પ્રયોગ કરતાં શિખાતું નથી. એટલા માટે જૂના જમાનામાં બ્રાહ્મણો મંત્રી થતા, પરંતુ ક્ષત્રિય રાજા તેમની સલાહનો કાર્યમાં ઉપયોગ કરતા.

તમે જે વાતો ઉપાડી હતી તે અત્યંત સામાન્ય હતી. ધારો કે કોઈ એમ કહે કે રામાયણનું તાત્પર્ય એ છે કે, રાજાને ત્યાં જન્મ્યા છતાં ઘણાને દુઃખ વેઠવાં પડે છે, અથવા શાંકુતલનું તાત્પર્ય એ છે કે, યોગ્ય અવસરે સ્રીપુરુષના ચિત્તમાં પરસ્પર પ્રત્યે પ્રેમ જાગવો અસંભવિત નથી; તો તેને કંઈ એક નવી શિખામણ કે ખાસ વાત કહી શકાય નહિ.

સ્રોતસ્વિની કંઈક અવઢવ કરીને બોલી, મને તો એમ લાગે છે કે એ બધી સાધારણ વાતો જ કવિતાને કહેવાની હોય છે. રાજમહેલમાં જન્મ્યા છતાં પણ, બધા પ્રકારનાં સુખોની સંભાવના હોવા છતાં પણ મરતાં સુધી અપાર દુઃખે રામ અને સીતાનો એક સંકટમાંથી બીજા સંકટમાં પારધીની પેઠે કેડો પકડયો છે; સંસારની આ અત્યંત સંભવનીય, માનવ અદૃષ્ટની આ અત્યંત પુરાતન દુઃખકથાથી જ વાચકનું ચિત્ત આકર્ષાયું છે અને આર્દ્ર બન્યું છે. શકુંતલાના

પ્રેમના દૃશ્યમાં સાચે જ કોઈ નવી શિખામણ કે ખાસ માહિતી નથી, કેવળ આ અત્યંત પ્રાચીન અને સાધારણ વાત રહેલી છે કે, શુભ અથવા અશુભ અવસરે પ્રેમ ખબર ન પડે એ રીતે અનિવાર્ય વેગે આવીને સ્ત્રીપુરુષના હૃદયને દૃઢ બંધનથી એક કરી દે છે. આ વાત અત્યંત સાધારણ હોવાને લીધે જ સાધારણ જનસમાજ તેનો રસોપભોગ કરતો આવ્યો છે. કોઈ કદાચ એમ કહે કે, દ્રૌપદીના વસ્ત્રહરણનો વિશેષ અર્થ એ છે કે, મૃત્યુ આ જીવજંતુ તરુલતા તૃણ વગેરેથી ઢંકાયેલી વસુમતીનું વસ્ત્ર ખેંચે છે, પણ વિધાતાના વરદાનને લીધે કદી તેના વસ્ત્રના પાલવનો છેડો આવતો જ નથી, હંમેશાં તે પ્રાણમય સૌંદર્યમય નવાં નવાં વસ્ત્રોથી વિભૂષિત રહે છે. પરંતુ સભાપર્વમાં જ્યાં આપણા હૈયાનું લોહી ઊકળી ઊઠ્યું હતું અને અંતે સંકટગ્રસ્ત ભક્ત પ્રત્યેની દેવની દયાને કારણે બંને આંખો આંસુથી છલકાઈ ગઈ હતી, તે શું આ નવો અને વિશેષ અર્થ સમજીને? કે, અત્યાચાર-પીડિત રમણીની લજ્જા અને તે લજ્જાનિવારણ નામની એક અત્યંત સાધારણ સ્વાભાવિક અને પુરાતન વાતને લીધે? કચદેવયાનીના સંવાદમાં પણ માનવ હૃદયની એક અતિ ચિરંતન અને સાધારણ વિષાદકથા વર્ણવાયેલી છે, તેને જેઓ તુચ્છ માને છે અને ખાસ તત્ત્વને જ પ્રાધાન્ય આપે છે તેઓ કાવ્યરસના અધિકારી નથી.

સમીરે હસીને મને સંબોધીને કહ્યું, શ્રીમતી સ્રોતસ્વિનીએ તો અમને કાવ્યરસના અધિકારની હદમાંથી બિલકુલ હદપાર કાઢી મૂક્યા, હવે ખુદ કવિ શો ફેંસલો આપે છે, જરા સાંભળીએ તો ખરા.

સ્રોતસ્વિનીએ અત્યંત શરમાઈ જઈને અને પસ્તાઈને વારંવાર એ અપવાદનો વિરોધ કર્યો.

મેં કહ્યું, હું માત્ર એટલું કહી શકું કે જ્યારે કવિતા લખવા બેઠો હતો ત્યારે કોઈ પણ અર્થ મારા મગજમાં હતો નહિ, તમારા લોકોના પ્રતાપે હવે જોઉં છું કે લખાણ છેક નિરર્થક નથી થયું — અર્થ કોશમાં સમાતો નથી. કાવ્યનો એક ગુણ એ હોય છે કે, કવિની રચનાશક્તિ વાચકની રચનાશક્તિને જાગ્રત કરે છે; તે વખતે પોતપોતાની પ્રકૃતિ અનુસાર કોઈ વળી નીતિ, તો કોઈ વળી તત્ત્વજ્ઞાન સર્જે છે. એ તો આતશબાજીને પેટવી દેવા જેવું છે — કાવ્ય તે જાણે મશાલ અને વાચકનાં મન તે જાણે ભાતભાતની આતશબાજી. મશાલ લગાડતાં વેંત કોઈ વળી હવાઈની પેઠે એકદમ આકાશમાં ઊડી જાય છે, તો કોઈ વળી કોઠીની પેઠે ઊભરાઈ જાય છે, અને કોઈ વળી ટેટાની પેઠે ભડાકા કરે છે. તેમ છતાં એકંદરે શ્રીમતી સ્રોતસ્વિનીની સાથે મારે મતવિરોધ હોય એવું લાગતું નથી. ઘણા કહે છે કે, ઠળિયો જ ફળનો પ્રધાન અંશ છે, અને વૈજ્ઞાનિક દલીલો વડે એનું સમર્થન થઈ પણ

શકે એમ છે. પણ તેમ છતાં અનેક રસજ્ઞ વ્યક્તિ ફળનો ગર ખાઈને તેના ઠળિયાને ફેંકી દે છે. તે જ પ્રમાણે કોઈ કાવ્યમાં જો કોઈ વિશેષ ઉપદેશ હોય તો પણ કાવ્યરસજ્ઞ વ્યક્તિ તેનો પૂરેપૂરો કાવ્યાંશ લઈ લઈને ઉપદેશાંશ ફેંકી દે તો કોઈ તેને દોષ નહિ દઈ શકે. પરંતુ જેઓ આગ્રહપૂર્વક ફક્ત તે ઉપદેશાંશ જ કાઢવા માગે છે, તેઓ પણ સફળ થાઓ અને સુખી રહો એવા મારા આશીર્વાદ છે. આનંદ કોઈને પણ પરાણે આપી શકાતો નથી. કસુંબાના ફૂલમાંથી કોઈ તેનો રંગ કાઢી લે છે, તો કોઈ તેલને માટે તેનાં બીજ કાઢી લે છે, તો કોઈ વળી મુગ્ધ નેત્રે તેની શોભા નિહાળે છે. કાવ્યમાંથી કોઈ ઇતિહાસ ખેંચી લે છે, કોઈ દર્શન ઉપાડી લે છે, કોઈ નીતિ તો કોઈ વહેવારજ્ઞાન મેળવે છે, વળી કોઈ કાવ્યમાંથી કાવ્ય સિવાય બીજું કશું જ કાઢી શકતા નથી. એ બધામાંથી જેને જે મળ્યું તેટલાથી જ સંતોષ પામીને ઘેર જઈ શકે છે, કોઈની સાથે તકરાર કરવાની મને જરૂર લાગતી નથી—તકરારથી લાભ પણ નથી !

# પ્રાંજલતા

સ્રોતસ્વિનીએ કોઈ એક વિખ્યાત અંગ્રેજી કવિનો ઉલ્લેખ કરીને કહ્યું, કોણ જાણે કેમ, પણ મને તેની કવિતા ગમતી નથી.

દીપ્તિએ તેના કરતાં પણ વધુ જોરથી સ્રોતસ્વિનીના મતનું સમર્થન કર્યું.

સમીર કદી બનતાં સુધી સ્ત્રીઓની કોઈ પણ વાતનો સ્પષ્ટ વિરોધ કરતો નથી. તેથી તેણે સહેજ હસીને આનાકાની કરતાં કરતાં કહ્યું, પણ ઘણા મોટા મોટા વિવેચકો તેને ખૂબ ઊંચું સ્થાન આપે છે.

દીપ્તિએ કહ્યું, અગ્નિ બાળે છે તે બરાબર સમજવા માટે કોઈ વિવેચકની મદદની જરૂર હોતી નથી, તે પોતાના હાથની ટચલી આંગળીના ટેરવાથી પણ સમજી શકાય છે. સારી કવિતાનું સારાપણું જો એ જ રીતે સહેલાઈથી સમજી ન શકાતું હોય તો મને તેની સમાલોચના વાંચવાની જરૂર લાગતી નથી.

અગ્નિમાં બાળવાની શક્તિ છે તેની સમીરને ખબર હતી, એટલે તે મૂંગો રહ્યો, પણ વ્યોમને બિચારાને એ બધી બાબતનું ભાન નહોતું એટલે તેણે મોટે અવાજે પોતાની સ્વગત ઉક્તિ શરૂ કરી દીધી.

તેણે કહ્યું, માણસનું મન માણસને છોડીને દૂર ચાલ્યું જાય છે, ઘણી વાર તેને પહોંચી શકાતું નથી.

ક્ષિતિએ તેને બોલતો રોકીને કહ્યું, ત્રેતાયુગમાં હનુમાનનું સો યોજનનું પૂંછડું શ્રીમાન હનુમાનજીને છોડીને ખૂબ દૂર દૂર જઈ પહોંચતું; પૂંછડાને છેડે જો જૂ બેસતી તો તેને ખંજવાળી આવવા માટે ઘોડેસવાર એપિયા રાખવા પડતા. માણસનું મન હનુમાનના પૂંછડા કરતાં પણ ઘણું લાંબું છે, તેથી કોઈ કોઈ વાર મન જ્યાં જઈ પહોંચે છે ત્યાં વિવેચકના ઘોડેસવાર એપિયા વગર હાથ પહોંચી શકતો નથી. પૂંછડામાં ને મનમાં ફેર એટલો હોય છે કે મન આગળ આગળ ચાલે છે અને પૂંછડું પાછળ પડી રહે છે. એટલા માટે જ દુનિયામાં પૂંછડાની આટલી નિંદા અને મનનું આટલું માહાત્મ્ય ગવાય છે.

ક્ષિતિનું બોલવાનું પૂરું થતાં વ્યોમે ફરી શરૂ કર્યું, વિજ્ઞાનનો ઉદ્દેશ જાણવાનો અને દર્શનનો ઉદ્દેશ સમજવાનો છે, પણ આજે સ્થિતિ એવી થઈ પડી છે કે, વિજ્ઞાન જાણવું અને દર્શન સમજવું એ જ બીજું બધું જાણવા અને બીજું બધું સમજવા કરતાં મુશ્કેલ

થઈ પડ્યું છે; એ માટે કેટકેટલી શાળાઓ, કેટકેટલાં પુસ્તકો, કેટકેટલા સામગ્રીની જરૂર પડે છે! સાહિત્યનો ઉદ્દેશ આનંદ આપવાનો છે, પણ તે આનંદ ગ્રહણ કરવો એ પણ છેક સહેલું નથી; તેને માટે પણ નાનાવિધ શિક્ષણ અને સહાયની જરૂર પડે છે. એટલે હું કહેતો હતો કે, જોતજોતામાં મન એટલું આગળ વધી જાય છે કે, તેને પહોંચવા માટે સીડી ગોઠવવી પડે છે. જો કોઈ રીસમાં કહે કે, જે વગર શિક્ષણે જાણી ન શકાય તે વિજ્ઞાન નથી, જે વગર પ્રયત્ને સમજાય નહિ તે દર્શન નથી, અને જે વગર સાધનાએ આનંદ ન આપે તે સાહિત્ય નથી, તો તેણે કેવળ ભડભી વાક્યો, કહેવતો અને આખ્યાનોથી જ સંતોષ માની ખૂબ પાછળ પડી રહેવું પડે.

સમીરે કહ્યું, માણસના હાથમાં બધી જ વસ્તુ ધીમે ધીમે કઠણ બની જાય છે. જંગલી માણસો ગમે તેમ ચીસ પાડીને તેટલા માત્રથી જ ઉત્તેજના અનુભવે છે, અને તેમ છતાં આપણું કમનસીબ એ છે કે, ખાસ અભ્યાસ અને શિક્ષણથી જ મેળવી શકાય એવા સંગીત સિવાય આપણને સુખ થતું નથીઃ વળી વધુ કમનસીબ એ છે કે સારું સંગીત ગાવું એને માટે પણ શિક્ષણની એટલી જ જરૂર રહે છે. તેનું પરિણામ એ આવે છે કે, એક સમયે જે સૌનું હતું તે ધીમે ધીમે સાધકોનું બની જાય છે. ચીસ સૌકોઈ પાડી

શકે છે, અને ચીસ પાડીને બધા જ જંગલી માણસો ઉત્તેજનાનું સુખ અનુભવી શકે છે; પરંતુ સંગીત બધા માણસો ગાઈ શકતા નથી અને સંગીતથી બધાને જ સુખ થતું નથી. એટલે, સમાજ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ અધિકારી અને અનધિકારી, રસિક અને અરસિક એવા બે વર્ગો પેદા થતા રહે છે.

ક્ષિતિએ કહ્યું, માણસને બિચારાને એવી રીતે ઘડેલો છે કે, તે જેમ જેમ સહેલા ઉપાય લેવા જાય છે તેમ તેમ મુશ્કેલીમાં સપડાતો જાય છે. તેણે સહેલાઈથી કામ કરવા માટે યંત્રની શોધ કરી, પરંતુ યંત્ર પોતે જ એક ભારે મુશ્કેલ વસ્તુ થઈ પડી; તેણે પ્રકૃતિ સંબંધી બધા જ્ઞાનને સહેલાઈથી વ્યવસ્થિત કરવા માટે વિજ્ઞાનની રચના કરી, પરંતુ તે વિજ્ઞાન શીખવું એ જ એક કઠણ કામ થઈ પડયું. ન્યાય તોળવાની સહેલી રીત શોધવા જતાં કાયદા શોધાયા અને અંતે કાયદા બરાબર સમજવામાં જ દીર્ઘાયુ આદમીની પણ પોણી જિંદગી ખર્ચવી જરૂરની થઈ પડી; સહેલાઈથી આપલેનો વહેવાર ચલાવવા માટે નાણાંની શોધ થઈ, પણ અંતે નાણાંની સમસ્યા જ એવી થઈ પડી કે તેનો ઉકેલ લાવવાની કોઈની તાકાત નથી! બધું જ સહેલું બનાવી દેવાનો પ્રયત્ન કરવા જતાં માણસનું જાણવું, સાંભળવું, ખાવું, પીવું, આમોદ,

પ્રમોદ બધું જ અત્યંત મુશ્કેલ બની ગયું.

સ્રોતસ્વિનાએ કહ્યું, તે પ્રમાણે કવિતા પણ મુશ્કેલ બની ગઈ છે; આજે માણુસોના તદ્દન સ્પષ્ટ બે ભાગ પડી ગયા છે; આજે થોડા માણુસો ધનવાન અને ઘણા નિર્ધન છે, થોડા માણુસો ગુણી અને ઘણા નિર્ગુણ છે; આજે કવિતા પણ આમ લોકોની રહી નથી, ખાસ લોકોની બની ગઈ છે; એ તો બધું હું સમજી. પણ વાત એમ છે કે જે ખાસ કવિતાના સંબંધમાં આ વાત મેં ઉપાડી છે તે કવિતાનો તો કોઈ પણ ભાગ મુશ્કેલ નથી; તેમાં એવું કશું જ નથી જે અમારા જેવાં માણુસો પણ સમજી ન શકે. તે તદ્દન સરળ છે, એટલે તે જો સારી ન લાગે તો તેમાં અમારી સમજશક્તિને દોષ ન દેવાય.

ક્ષિતિને અને સમીરને આ પછી કશું બોલવાની ઇચ્છા ન થઈ. પણ વ્યોમ અમ્લાન મુખે બોલવા લાગ્યો, જે કંઈ સરલ હોય તે જ સહેલું હોય એવો નિયમ નથી. ઘણી વાર તે જ અત્યંત મુશ્કેલ હોય છે, કારણ, તે પોતાને સમજાવવા માટે કોઈ પ્રકારના નકામા ઉપાય કરતું નથી, તે મૂંગું મૂંગું ઊભું રહે છે; તેને સમજ્યા વગર ચાલ્યા જઈએ તો તે કોઈ પણ પ્રકારની યુક્તિ રચીને આપણને પાછા બોલાવતું નથી. પ્રાંજલતાનો મુખ્ય ગુણ એ છે કે, તે તદ્દન સીધી રીતે (અવ્યવહિત ભાવે) મનની સાથે સંબંધ

બાંધે છે, તેને કોઈ મધ્યસ્થ નથી હોતો, પરંતુ જે મન મધ્યસ્થની મદદ વગર કશું ગ્રહણ કરી શકતાં નથી, જેમને ભોળવીને આકર્ષવાં પડે છે, તેમને પ્રાંજલતા ખૂબ દુર્બોધ થઈ પડે છે. કૃષ્ણનગરના કારીગરે બનાવેલો ભિસ્તી તેનાં બધાં રંગરોગાન, મશક, અંગભંગી દ્વારા આપણી ઇન્દ્રિયો અને અભ્યાસની મદદથી ચટ દઈને આપણા મનમાં પ્રવેશ કરી શકે છે—પરંતુ ગ્રીક પથ્થરના પૂતળામાં રંગરોગાન, કે બીજી સાજસજાવટ નથી હોતી—તે પ્રાંજલ હોય છે અને બધા પ્રકારના પ્રયાસ વગરનું હોય છે. પણ તેથી કંઈ તે સહેલું નથી હોતું. તે કોઈ પણ પ્રકારના તુચ્છ બાહ્ય કૌશલનો આશરો લેતું નથી એટલે જ તેનામાં ભાવસંપદ અધિક હોય એ જરૂરનું હોય છે.

દીપ્તિએ જરા વિશેષ ચિડાઈ જઈને કહ્યું, તમારા ગ્રીક પૂતળાની વાત જવા દો. એ વિષે મેં બહુ બહુ સાંભળ્યું છે અને જો જીવતી રહી તો હજી ઘણું ઘણું સાંભળવું પડશે. સારી વસ્તુનો દોષ એ હોય છે કે, તેને આખો વખત દુનિયાની નજર આગળ રહેવું પડે છે, સૌ કોઈ તેને વિષે વાત કરે છે, તેને કશો પડદો રહેતો નથી, આબરૂ સચવાતી નથી; તેને કોઈએ શોધી કાઢવાની જરૂર રહેતી નથી, સમજવાની જરૂર હોતી નથી, અરે, બરાબર આંખ ઉઘાડીને તેના તરફ જોવાની સુધ્ધાં જરૂર હોતી નથી, માત્ર તેના વિષે ચાલતી આવેલી

વાત સાંભળવાની અને બોલવાની હોય છે. સૂર્યે જેમ અવારનવાર વાદળાંથી ઘેરાઈ જવાની જરૂર હોય છે, નહિ તો મેઘમુક્ત સૂર્યનું ગૌરવ સમજાતું નથી, તે પ્રમાણે મને લાગે છે કે, દુનિયાની મોટી મોટી વિખ્યાત વસ્તુઓ ઉપર અવારનવાર પડદો પાડવાની જરૂર છે; અવારનવાર ગ્રીક પૂતળાંની નિંદા કરવાની ફેશન હોય એ સારું છે, અવારનવાર બધા લોકો આગળ એવું સાબિત થવાની જરૂર છે કે કાલિદાસ કરતાં ચાણક્ય મોટો કવિ છે. નહિ તો અસહ્ય થઈ પડે છે. ગમે તેમ હો, આ તો એક અપ્રસ્તુત વાત છે. મારું કહેવાનું એમ છે કે, ઘણી વાર ભાવના દારિદ્ર્યને અને આચારની બર્બરતાને ભૂલથી સરળતા માની લેવામાં આવે છે, ઘણી વાર પ્રગટ કરવાની શક્તિના અભાવને ભાવાધિક્યનું લક્ષણ કલ્પી લેવામાં આવે છે, એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

મેં કહ્યું, કળામાં સરળતા ઉચ્ચ પ્રકારના માનસિક વિકાસની સહચર હોય છે. બર્બરતા કંઈ સરળતા નથી. બર્બરતાને આડંબર અલંકાર અત્યંત વધુ હોય છે. સભ્યતા પ્રમાણમાં નિરલંકાર હોય છે. વધુ પડતા અલંકાર આપણી નજર ખેંચે છે, પણ મનને આઘાત પહોંચાડે છે. આપણી બંગાળી ભાષામાં વર્તમાનપત્રોમાં શું કે ઉચ્ચ શ્રેણીના સાહિત્યમાં શું, સરળતા અને અપ્રમત્તતાનો અભાવ જોવામાં આવે છે: સો

કોઈને વધારીને, ચીસ પાડીને અને અભિનય કરીને બોલવાનું ગમે છે; આડંબર વગર સાચી વસ્તુ સ્પષ્ટ રીતે કહેવાનું કોઈને મન થતું નથી; કારણ, સત્ય પ્રાંજલ વેશે આવે તો તેની ગભીરતા અને અસામાન્યતા આપણે જોઈ શકતા નથી, ભાવનું સૌંદર્ય કૃત્રિમ અલંકારોથી અને જાતજાતની અત્યુક્તિઓથી લદાઈને ન આવે તો આપણી આગળ તેનું માન રહેતું નથી.

સમીરે કહ્યું, સંયમ ભદ્રતાનું એક મુખ્ય લક્ષણ છે. ભદ્ર પુરુષો કોઈ પણ પ્રકારની આક્રમણશીલ અતિશયતા દ્વારા પોતાનું અસ્તિત્વ ઉત્કટ રીતે પ્રગટ કરતા નથી; વિનય અને સંયમ દ્વારા તેઓ પોતાનો મોભો સાચવી રહે છે. ઘણી વાર સામાન્ય લોકો આગળ સંયત અને સ્વસ્થ ભદ્રતા કરતાં આડંબર અને અતિશયતાના ચાળા વધુ આકર્ષક થઈ પડે છે. પરંતુ તે કંઈ ભદ્રતાનું દુર્ભાગ્ય નથી — તે તો સામાન્ય લોકોનું દુર્ભાગ્ય છે. સાહિત્યમાં સંયમ અને આચાર વ્યવહારમાં સંયમ ઉન્નતિનું લક્ષણ છે. અતિશયતા દ્વારા ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરવો એ જ બર્બરતા છે.

મેં કહ્યું, તરંગોના પછડાટને અભાવે ઘણી વાર પરિપૂર્ણતા પણ લોકોની નજર બહાર રહી જાય છે, તેમ પરિપૂર્ણતાને અભાવે ઘણી વાર તરંગોનો પછડાટ પણ લોકોને હલમલાવી મૂકે છે, પરંતુ તેથી કરીને કોઈએ ભૂલથી એવું માની ન લેવું કે,

પરિપૂર્ણતાની પ્રાંજલતા જ સહેલી છે અને છીછરા પાણીની વાચાળતા જ મુશ્કેલ છે.

સોતસ્વિની તરફ ફરીને મેં કહ્યું, ઉચ્ચ શ્રેણીનું સરળ સાહિત્ય સમજવું ઘણી વાર એટલા માટે મુશ્કેલ પડે છે કે, મન તેને સમજી લે છે, પણ તે પોતાને સમજાવતું નથી હોતું.

દીપ્તિએ કહ્યું, પગે લાગું—આજે અમને પુષ્કળ શીખવાનું મળ્યું. હવે કદી પણ ઉચ્ચ શ્રેણીના પંડિતો આગળ ઉચ્ચ શ્રેણીના સાહિત્ય સંબંધે અભિપ્રાય વ્યક્ત કરીને બર્બરતા પ્રગટ નહિ કરું.

સોતસ્વિનીએ પેલા અંગ્રેજ કવિનું નામ લઈને કહ્યું, તમે ગમે તેટલી દલીલો કરો અને ગમે તેટલી ગાળ દો, પણ તે કવિની કવિતા મને કેમે કરી ગમતી નથી.

૧૧

# કૌતુકહાસ્ય

શિયાળાની સવાર છે. રસ્તા ઉપર થઈને ખજૂરીના રસનાં ગાડાં ચાલ્યાં જાય છે. વહેલી પરોઢનું ઝાંખું ધુમ્મસ ઊડી જઈને કુમળા તડકાથી દિવસનો આરંભકાળ જરા માણવા જેવો હૂંફાળો બન્યો છે. સમીર ચા પીએ છે, ક્ષિતિ છાપું વાંચે છે અને વ્યોમ માથાની ફરતે એક અત્યંત ભડક રંગનો લીલો ભૂરો ગળપટ્ટો લપેટીને હાથમાં એક અત્યંત બેહૂદી લાગે એવી જાડી લાઠી લઈને હમણાં જ આવીને હાજર થયો છે.

પાસે જ બારણા પાસે ઊભી રહીને સ્રોતસ્વિની અને દીપ્તિ એકબીજાની કેડે હાથ વીંટીને કંઈક છૂપી ગંમત ઉપર વારંવાર હસી હસીને ગૂંછળું વળી રહી હતી. ક્ષિતિ અને સમીરને એમ લાગતું હતું કે, આ ભડક ભૂરાલીલા પશમના ઢગલામાં લપેટાઈને આરામથી બેઠેલો નિશ્ચિંત વ્યોમ જ પેલા હાસ્યના ઊભરાનું મૂળ કારણ છે.

એવામાં અન્યમનસ્ક વ્યોમનું ધ્યાન પણ તે હાસ્યના અવાજથી ખેંચાયું. ખુરસી સહેજ અમારા તરફ ફેરવીને તેણે કહ્યું, દૂરથી કોઈ પુરુષને એકાએક એવો ભ્રમ થાય કે પેલી બે સખીઓ કોઈક ખાસ કૌતુકની વાત ઉપર હસે છે, પરંતુ એ માયા છે. પુરુષ જાતિને પક્ષપાતી વિધાતાએ વગર કૌતુકે હસવાની શક્તિ આપેલી નથી, પરંતુ સ્ત્રીઓ શું કામ હસે છે તે "દેવા ન જાનન્તિ કુતો મનુષ્યાઃ" ચકમકનો પથ્થર સ્વભાવે તેજ વગરનો હોય છે; યોગ્ય વસ્તુનો સંઘર્ષ થતાં તે અવાજ સાથે તેજના તણખા ફેંકે છે, અને માણેકનો ટુકડો આપોઆપ તેજથી ઝળહળ્યા કરે છે, તેને કોઈ સંગત કારણની જરૂર પડતી નથી. સ્ત્રીઓ નજીવાં કારણે રડી શકે છે અને વગર કારણે હસી શકે છે; કારણ વગર કાર્ય થતું નથી એવો દુનિયાનો કડક નિયમ ફક્ત પુરુષોને જ લાગુ પડે છે!

સમીરે ખાલી થયેલા પ્યાલામાં ફરી ચા રેડીને કહ્યું, કેવળ સ્ત્રીઓનું હસવું જ નહિ, હાસ્યરસ જ મને કંઈક અસંગત લાગે છે. દુઃખથી રડીએ, સુખથી હસીએ, એટલું સમજતાં વાર લાગતી નથી. પરંતુ કૌતુકથી શું કામ હસીએ છીએ? કૌતુક કંઈ ખરેખર સુખ નથી. જાડો માણસ ખુરસી ભાંગી જતાં પડી જાય તેથી આપણને સુખનું કશું કારણ મળે છે એમ કહી

શકીએ એમ નથી, પરંતુ હાસ્યનું કારણ મળે છે એ અનુભવસિદ્ધ વાત છે. વિચાર કરીને જોઈએ તો એમાં નવાઈ પામવા જેવું છે.

ક્ષિતિએ કહ્યું, માફ કર ભાઈ! વિચાર કર્યા વગર જ નવાઈ પામવા જેવી બાબતો દુનિયામાં પૂરતી છે; પહેલાં તે બધી પતાવીને પછી વિચાર કરવાનું શરૂ કરજે. એક પાગલે પોતાના આંગણાને ધૂળ વગરનું કરવાના હેતુથી પહેલાં ઝાડુ વડે સારી રીતે વાળી કાઢ્યું, તેથીયે સંપૂર્ણ સંતોષકારક પરિણામ આવ્યું નહિ એટલે તેણે કોદાળી વડે માટી ખોદવા માંડી. તેણે એમ ધાર્યું હતું કે, આ ધૂળમાટીની પૃથ્વીને ઝાડુ મારીને પૂરેપૂરી આકાશમાં ઉડાવી દઈશ એટલે અંતે ખાસું ચોખ્ખું આંગણું રહેશે. કહેવાની કંઈ જરૂર નથી કે પુષ્કળ ખંતથી કામ લેવા છતાં તેને સફળતા મળી નહોતી. ભાઈ સમીર, તું જો આશ્ચર્યનો ઉપરનો થર ઝાડી નાખીને છેવટે ઊંડો વિચાર કરીને આશ્ચર્ય પામવાનું શરૂ કરવાનો હોય તો અમે મિત્રો વિદાય લઈએ. "કાલોહ્યયં નિરવધિ" પણ તે નિરવધિ કાળ અમારા હાથમાં નથી.

સમીરે હસીને કહ્યું, ભાઈ ક્ષિતિ, મારા કરતાં ચિંતા તારે જ વધારે છે. ખૂબ વિચાર કર્યો હોત તો તું પણ દુનિયાની એક મહાન આશ્ચર્યજનક વસ્તુ છે એવું લાગત પણ તેના કરતાંયે અનેકગણો વધારે

વિચાર તેં ન કર્યો હોત તો મારામાં અને તારા પેલા આગળું સાફ કરનારા નમૂનામાં તું સરખાપણું કલ્પી શકત નહિ.

ક્ષિતિએ કહ્યું, માફ કર ભાઈ; તું મારો લાંબા સમયનો ખાસ પરિચિત મિત્ર છે, એટલે જ મારા મનમાં આટલી બધી આશંકા જન્મી હતી. ગમે તેમ હો, વાત એ છે કે, કૌતુકને લીધે આપણે શું કામ હસીએ છીએ, એ એક ભારે આશ્ચર્ય છે! પણ ત્યાર પછીનો પ્રશ્ન એ છે કે, ગમે તે કારણે પણ આપણે હસીએ છીએ શા માટે? કોઈ એક ગમે એવી બાબત, જેવી આપણી આગળ આવે છે કે તરત જ આપણા ગળામાંથી એક અદ્‌ભુત અવાજ બહાર નીકળવા લાગે છે અને આપણા મોઢાની બધી માંસ-પેશીઓ વિકૃત થઈને સામેના દાંત બહાર નીકળી આવે છે. માણસના જેવા ભદ્ર જીવને માટે આવી એક અસંયત અને અસંગત વસ્તુ કંઈ જેવી તેવી અદ્‌ભુત અને અપમાનજનક છે? યુરોપના ભદ્ર પુરુષો ભયનાં ચિહ્ન, દુઃખનાં ચિહ્ન પ્રગટ કરતાં શરમાય છે, આપણે પૂર્વના લોકો સભ્ય સમાજમાં કૌતુકનાં ચિહ્ન પ્રગટ કરવાં એને અત્યંત અસંયમનું ચિહ્ન માનીએ છીએ.

સમીરે ક્ષિતિને પૂરું બોલવા દીધા વગર કહ્યું, તેનું કારણ, આપણે એવું માનીએ છીએ કે, કૌતુકથી મજા અનુભવવી એ બિલકુલ અસંગત છે. એ કેવળ

બાળકોને જ શોભે એવું છે એથી કરીને કૌતુક-રસને આપણા બધા જ ઘરડા માણસો ચાંપલાવેડા કહીને તેની ઘૃણા કરે છે. મેં એક ગીતમાં એવું સાંભળ્યું હતું કે, શ્રીકૃષ્ણ ઊંઘ ઊડી જતાં સવારના પહોરમાં હાથમાં હુકો લઈને રાધિકાની ઝૂંપડીએ થોડા અંગારા માગવાને આવ્યા હતા. આ સાંભળીને એકેએક શ્રોતાને હસવું આવ્યું હતું. પરંતુ હાથમાં હુકો લીધેલા કૃષ્ણની કલ્પના સુંદરે નથી, કોઈને આનંદજનકે નથી, તેમ છતાં આપણને હસવું આવે છે અને ગંમત પડે છે એ વસ્તુ અદ્દભુત અને અમૂલક નથી તો શું છે? એટલા માટે જ એવા ચાપલ્યને આપણો જ્ઞાની સમાજ અનુમોદન આપતો નથી. એ જાણે મોટે ભાગે શારીરિક છે; કેવળ સ્નાયુની ઉત્તજના. એની સાથે આપણા સૌંદર્યબોધને બુદ્ધિવૃત્તિને એટલું જ નહિ સ્વાર્થને સુધ્ધાં સંબંધ નથી. એટલા માટે અનર્થક સામાન્ય કારણે ક્ષણભરને માટે બુદ્ધિનો આવો અનિવાર્ય પરાભવ, સ્થિરતાની આવી સંપૂર્ણ વિચ્યુતિ, મનવિશિષ્ટ જીવને માટે લજ્જાજનક છે એમાં શંકા નથી.

ક્ષિતિએ જરા વિચાર કરી કહ્યું, તે વાત સાચી છે. કોઈ એક અજ્ઞાત કવિએ રચેલી આ કવિતા કદાચ તારા જાણ્યામાં હશે —

તૃષાર્ત હઈયા ચાહિલામ એક ઘટિ જલ,
તાડાતાડિ એને દિલે આધખાના બેલ.

[ તૃષાર્ત થઈને જ્યાં મેં માગ્યું એક લોટો પાણી,
ઝટપટ ભાંગી અર્ધું બીલું દીધું આણી. ]

તરસ્યો માણસ જ્યારે એક લોટો પાણી માંગે છે ત્યારે અત્યંત તાબડતોબ તેને અર્ધું બીલું આણી આપવામાં આવે તેમાં બીજા માણસને ગંમત અનુભવવાને કોઈ પણ ધર્મસંગત કે તર્કસંગત કારણ દેખાતું નથી. તરસ્યા માણસે માગ્યા મુજબ તેને એક લોટો પાણી આણી આપવામાં આવે તો સહાનુભૂતિની વૃત્તિને લીધે આપણને સુખ થાય — પરંતુ તેને એકાએક અર્ધું બીલું આણી આપવામાં આવે તેથી, કઈ વૃત્તિને લીધે આપણને પુષ્કળ કૌતુક થાય છે — ગંમત પડે છે, તે હું જાણતો નથી. એ સુખ અને કૌતુક વચ્ચે જ્યારે શ્રેણીગત ભેદ રહેલો છે, ત્યારે બંનેને પ્રગટ કરવાની રીત જુદી હોવી જોઈતી હતી. પણ પ્રકૃતિનું ગૃહિણીપણું જ એવું છે — કોઈ ઠેકાણે બિનજરૂરી બગાડ તો કોઈ ઠેકાણે વળી ખૂબ જરૂર હોય તેને માટેયે ખેંચાખેંચ! એક હાસ્ય વડે સુખ અને કૌતુક બંનેને વ્યક્ત કરવાનું રાખવું એ યોગ્ય થયું નથી.

વ્યોમે કહ્યું, પ્રકૃતિ ઉપર ખોટો આરોપ મુકાય છે. સુખથી આપણે સ્મિત હાસ્ય કરીએ છીએ, કૌતુકથી આપણે ઉચ્ચ હાસ્ય કરી ઊઠીએ છીએ. એક આંદોલનજનિત અને સ્થાયી છે, જ્યારે બીજું સંઘર્ષજનિત અને આકસ્મિક છે.

સમીરે વ્યોમની વાત ઉપર ધ્યાન દીધા વગર કહ્યું, આમોદ અને કૌતુક ખરેખર સુખ નથી. બલકે તે ઓછી માત્રાનું દુ:ખ છે. થોડા પ્રમાણમાં દુ:ખ અને પીડ આપણી ચેતના ઉપર જે આઘાત કરે છે તેનાથી આપણને સુખ થઈ પણ શકે. દરરોજ નિયમિત વખતે વગર મહેનતે આપણે રસોઈયાનું રાંધેલું ભોજન ખાઈએ છીએ તેને આપણે મઝા (આમોદ) કહેતા નથી, પરંતુ જે દિવસે ઉજાણીએ જઈએ છીએ, તે દિવસે નિયમમાં ભંગ પાડીને કષ્ટ વેઠીને કવખતે ઘણું ભાગે કાચુંપાકું ભોજન કરીએ છીએ, પણ તેને મઝા કહીએ છીએ. મઝાને ખાતર આપણે ઇચ્છાપૂર્વક જેટલું કષ્ટ અને અશાંતિ જગાડીએ છીએ તેટલાથી આપણી ચેતના ઉત્તેજિત થાય છે. કૌતુક પણ એ જ પ્રકારનું સુખદ દુ:ખ છે. શ્રીકૃષ્ણ સંબંધે આપણી હમેશની જે કલ્પના છે તેમાં તેમને હાથમાં હૂકો લઈને રાધિકાની ઝૂંપડીએ લાવીને ઊભા કરવાથી અચાનક આઘાત લાગે છે. તે આઘાત સહેજ પીડા-જનક છે; પરંતુ તે પીડાનું પ્રમાણ એટલું મર્યાદિત હોય છે કે તે આપણને જેટલું દુ:ખ દે છે તેના કરતાં વધુ, આપણી ચેતનાને અચાનક ચંચલ બનાવી દઈને, સુખ આપે છે. આ મર્યાદાને સહેજ જ વટાવી જાય એટલે તરત જ કૌતુક ખરેખર પીડા બની જાય છે. જો ખરેખર ભક્તિનાં કીર્તનની વચમાં કોઈ મશ્કરીખોર

જુવાનિયો એકાએક શ્રીકૃષ્ણની તે તામ્રકૂટધૂમપિપાસુતાનું (તંબાકુનો ધુમાડા પીવાની ઇચ્છાનું) ગીત ગાત તો તેથી કૌતુક થાત નહિ; કારણ, તે આઘાત એટલો જબરો થાત કે તરત જ તે ઉદ્યત મુષ્ટિનું રૂપ ધારણ કરીને પેલી રસિક વ્યક્તિના પૃષ્ઠપ્રદેશ તરફ પ્રબળ પ્રત્યાઘાતરૂપે ધસી જાત. એટલે મારો મત એવો છે કે, કૌતુક એટલે ચેતનાને પીડન; આમોદનું પણ એમ જ સમજવું. આથી કરીને સાચો આનંદ સ્મિત હાસ્યરૂપે પ્રગટ થાય છે અને આમોદ અને કૌતુક ઉચ્ચ હાસ્યરૂપે પ્રગટ થાય છે: એ હાસ્ય કેમ જાણે અચાનક કોઈ એક ઝડપી આઘાતની પીડાના વેગથી અવાજ સાથે ઊંચે ઉદ્‌ગીર્ણ થાય છે.

ક્ષિતિએ કહ્યું, તમે લોકો જ્યારે કોઈ મનગમતી થિયરીની સાથે કોઈ મનગમતી ઉપમા સાંકળી દઈ શકો છો, ત્યારે આનંદમાં સત્યાસત્યનું ભાન રહેતું નથી. એ તો સૌ કોઈને જાણીતી વાત છે કે કૌતુકથી આપણે માત્ર ઉચ્ચ હાસ્ય કરીએ છીએ એમ નથી, મૃદુ હાસ્ય પણ કરીએ છીએ, એટલું જ નહિ, મનમાં મનમાં પણ હસીએ છીએ. પણ એ તો એક આડ–વાત થઈ. મૂળ વાત એ છે કે, કૌતુક આપણા ચિત્તની ઉત્તેજનાનું કારણ છે; અને ચિત્તની અલ્પ ઉત્તેજના આપણને સુખજનક થઈ પડે છે. આપણા અંતરમાં અને બહાર એક પ્રકારના યુક્તિસંગત

નિયમોની શૃંખલાનું આધિપત્ય હોય છે, બધું જ લાંબા સમયની ટેવ પ્રમાણે ચાલતું હોય છે, બધું જ લાંબા કાળની પ્રત્યાશા મુજબ બનતું હોય છે; આ સુનિયમિત યુક્તિરાજ્યની સપાટ ધરતી ઉપર જ્યારે આપણું ચિત્ત કોઈ પણ જાતની બાધા વગર વહી જતું હોય છે, ત્યારે આપણે તેને ખાસ અનુભવી શકતા નથી. એ દરમ્યાન અચાનક ચારે બાજુની તે યથાયોગ્યતા અને યથાપરિમિતતામાં જો કોઈ અસંગત ઘટના બનવા પામે છે તો આપણો ચિત્ત–પ્રવાહ અચાનક બાધા ઊભી થતાં દુર્નિવાર હાસ્યતરંગરૂપે ખળભળી ઊઠે છે. એ બાધા સુખની નથી હોતી, સૌંદર્ય નથી હોતી, સગવડની નથી હોતી, તેમ વળી થોડા દુઃખની પણ નથી હોતી, તેથા કરીને કૌતુકના તે વિશુદ્ધ અમિશ્ર ઉત્તેજનાથી આપણને આમોદનો અનુભવ થાય છે.

મેં કહ્યું, અનુભવક્રિયા માત્રમાં સુખ રહેલું હોય છે, સિવાય કે તેની સાથે કોઈ ભારે દુઃખનો ભય કે સ્વાર્થહાનિ ભળેલાં હોય. એટલું જ નહિ, ભય પામવામાં પણ સુખ હોય છે, જો તેની સાથે કોઈ ખરેખરા ભયનું કારણ સંકળાયેલું ન હોય. બાળકોને ભૂતની વાર્તા સાંભળવા પ્રત્યે એક પ્રકારનું ખાસ આકર્ષણ હોય છે, કારણ, છાતી ધડકવાની ઉત્તેજનાને કારણે આપણા ચિત્તમાં જે ચાંચલ્ય પેદા થાય છે, તેમાં પણ આનંદ રહેલો છે. રામાયણમાં સીતાના વિયોગને કારણે

રામને થતા દુઃખથી આપણે દુઃખી થઈએ છીએ, ઑથેલોની વગર કારણની અસૂયાથી આપણને પીડા થાય છે, પુત્રીની કૃતઘ્નતાનાં તીરોથી વીંધાયેલા ઉન્માદ-ગ્રસ્ત લિયરની મર્મવેદનાથી આપણને વ્યથા થાય છે, પરંતુ તે દુઃખપીડા વેદના ઉત્પન્ન ન કરતી હોય તો એ બધાં કાવ્યો આપણને તુચ્છ લાગત. બલકે, દુઃખનાં કાવ્યોને આપણે સુખનાં કાવ્યો કરતાં વધારે માન આપીએ છીએ; કારણ, દુઃખાનુભવ આપણા ચિત્તમાં વધુ આંદોલન ઉત્પન્ન કરે છે. કૌતુક મનમાં એકાએક આઘાત કરીને આપણી સાધારણ અનુભવક્રિયાને જાગ્રત કરે છે. એથી અનેક મશ્કરા માણસો અચાનક શરીરને આઘાત કરવો એને પરિહાસ માને છે; ઘણા ગાળનો ઠઠ્ઠા તરીકે ઉપયોગ કરે છે; વાસર-ઘરમાં કર્ણમર્દન અને એવાં બીજાં પીડનનૈપુણ્યને બંગસીમંતિનીઓનો એક વર્ગ હાસ્યરસ ઠરાવી બેઠો છે,—એકાએક ટેટાનો અવાજ કરવો એ આપણા દેશમાં ઉત્સવનું અંગ ગણાય છે અને કાન બહેરા કરી નાખે એવા ઝાંઝપખાજના અવાજથી ચિત્તને ધુમાડાથી અકળાયલી મધપૂડાની મધમાખોની પેઠે બિલકુલ ગાંડું બનાવી દઈને ભક્તિરસ જમાવવામાં આવે છે.

ક્ષિતિએ કહ્યું, મિત્રો, બસ કરો, ચર્ચા એક રીતે જોતાં પૂરી થઈ છે. જેટલી પીડાથી સુખ જન્મે તેનું પ્રમાણ તમે વટાવી ગયા છો, હવે દુઃખ ધીમે ધીમે

વધતું જાય છે. અમે બરાબર સમજી ગયા છીએ કે, કૉમેડીનું હાસ્ય અને ટ્રૅજેડીનું અશ્રુજળ દુઃખના તારતમ્ય ઉપર આધાર રાખે છે—

વ્યોમે કહ્યું, જેમ બરફ ઉપર પહેલવહેલો તડકો પડે છે ત્યારે તે ઝગઝગાટ મારે છે અને તડાકાનો તાપ વધી જતાં તે પીગળી જાય છે. તું કેટલાંક પ્રહસનો અને ટ્રૅજડીનાં નામ આપ, હું તે ઉપરથી સાબિત કરી આપું—

એવામાં દીપ્તિ અને સ્રોતસ્વિની હસતાં હસતાં આવી પહોંચ્યાં. દીપ્તિએ કહ્યું, તમે લોકો શું સાબિત કરવાને તૈયાર થયા છો ?

ક્ષિતિએ કહ્યું, અમે એમ સાબિત કરતા હતા કે તમે અત્યાર સુધી વગર કારણે હસતાં હતાં.

આ સાંભળીને દીપ્તિએ સ્રોતસ્વિનીના મોં તરફ જોયું, સ્રોતસ્વિનીએ દીપ્તિના મોં તરફ જોયું અને બંને ફરી પાછાં કલકંઠે હસી પડ્યાં.

વ્યોમે કહ્યું, હું એમ સાબિત કરવા જતો હતો કે કૉમેડીમાં પારકાની અલ્પ પીડા જોઈને આપણે હસીએ છીએ અને ટ્રૅજેડીમાં પારકાની અધિક પીડા જોઈ ને આપણે રડીએ છીએ.

દીપ્તિ અને સ્રોતસ્વિનીના સુમધુર સંમિલિત હાસ્યરવથી ફરી વાર ખંડ ગાજી ઊઠ્યો, અને નિરર્થક હસવા માટે બંને એકબીજાને ઠપકો આપીને હસતી

હસતી બંને સખીઓ લજ્જાપૂર્વક ઓરડામાંથી ચાલી ગઈ.

પુરુષ સભ્યો આ અકારણ હાસ્યોચ્છ્વાસનું દૃશ્ય જોઈને મલકાતે મોઢે અવાક બનીને બેસી રહ્યા. માત્ર સમીરે કહ્યું, વ્યોમ, દિવસ બહુ ચડયો છે, હવે તારો પેલો વિચિત્રરંગી નાગપાશ કાઢી નાખશે તો સ્વાસ્થ્યને હાનિ પહોંચવાનો સંભવ નથી.

ક્ષિતિએ વ્યોમની લાઠી ઉપાડી લઈને ઘણી વાર સુધી ધ્યાનપૂર્વક ધારી ધારીને જોઈને કહ્યું, વ્યોમ તારી આ ગદા કૉમેડીનો વિષય છે કે ટ્રૅજેડીનું સાધન છે ?

## ૧૨

# કૌતુકહાસ્યની માત્રા

તે દિવસની ડાયરીમાં કૌતુકહાસ્ય વિષેની અમારી ચર્ચા વાંચીને શ્રીમતી દીપ્તિએ લખી મોકલ્યું છે,—

"એક દિવસે સવારે સ્રોતસ્વિની અને હું ભેગાં થઈને હસ્યાં હતાં. ધન્ય તે સવાર અને ધન્ય બે સખીઓનું હાસ્ય ! જગતની ઉત્પત્તિ પછી એવું ચાપલ્ય અનેક સ્ત્રીઓએ કર્યું છે, અને ઇતિહાસમાં તેનાં સારામાઠાં પરિણામ વિવિધરૂપે કાયમ રહેલાં છે. સ્ત્રીનું હાસ્ય અકારણ હોઈ શકે, પરંતુ તે અનેક મંદાક્રાંતા, ઉપેન્દ્રવજ્રા, એટલું જ નહિ, શાર્દૂલવિક્રીડિત છંદ, અનેક ત્રિપદી, ચતુષ્પદી અને ચતુર્દશપદીનું આદિકારણ બન્યું છે એવું કહેવાય છે. સ્ત્રી તરલ સ્વભાવને કારણે નિરર્થક હસે છે, તેને જોઈને અનેક પુરુષો નિરર્થક રડે છે, અનેક પુરુષો છંદ મેળવવા બેસે છે, અનેક પુરુષ ગળે ફાંસો દઈને મરે છે, અને આ વખતે જોયું કે સ્ત્રીના હાસ્યથી વૃદ્ધ ફિલસૂફના મગજમાં નવી ફિલસૂફી ખીલી ઊઠે છે ! પણ હું સાચું

કહું છું કે તત્ત્વનિર્ણય કરતાં પહેલા ત્રણ પ્રકારની વ્યવસ્થા અમને વધુ પસંદ છે.”

એમ કહીને તે દિવસે અમે હાસ્ય વિષે જે સિદ્ધાંત ઉપર આવ્યા હતા તે યુક્તિહીન અને અપ્રામાણ્ય છે એવું શ્રીમતી દીપ્તિએ સાબિત કર્યું છે.

મારે પહેલું એ કહેવાનું છે કે, અમારા તે દિવસના તત્ત્વમાં દલીલનું જોર નહોતું એ માટે શ્રીમતી દીપ્તિએ ચિડાવું યોગ્ય નથી. સ્ત્રીના હાસ્યથી દુનિયામાં જેટલા પ્રકારના અનર્થો થાય છે તેમાં બુદ્ધિમાનનો બુદ્ધિભ્રંશ પણ આવી જાય છે. જે સ્થિતિમાં અમારી ફિલસૂફી બકવાદ બની ગઈ હતી તે સ્થિતિમાં બેશક ધારત તો કવિતા પણ લખી શકત, અને ગળે ફાંસો ખાવો પણ અસંભવિત ન થાત.

બીજી વાત એ કે, તેમના હાસ્યમાંથી અમે તત્ત્વ કાઢીશું એની જેમ તેમને કલ્પના નહોતી, તેમ અમારા તત્ત્વમાંથી તેઓ દલીલ કાઢવા બેસશે એવી અમને કલ્પના નહોતી.

ન્યૂટને આખું જીવન સત્યની શોધ કર્યા પછી કહ્યું છે કે હું જ્ઞાનસમુદ્રને કિનારે માત્ર કાંકરા વીણું છું; અમે ચાર બુદ્ધિમાનો ઘડીભરની વાતચીતમાં કાંકરા વીણવાનીયે અપેક્ષા રાખતા નથી, અમે ફક્ત રેતીનું ઘર બાંધીએ છીએ. એ રમતને બહાને જ્ઞાનસમુદ્ર ઉપરથી થોડી સમુદ્રની હવા ખાઈ આવવાનો જ અમારો

ઉદ્દેશ છે. અમે રત્નો લઈ આવતા નથી. થોડું સ્વાસ્થ્ય લઈ આવીએ છીએ, ત્યાર પછી પેલું રેતીનું ઘર ભાંગી જાય કે ઊભું રહે તેમાં કોઈને કંઈ લાભ-હાનિ નથી.

રત્ન કરતાં સ્વાસ્થ્ય ઓછું કીમતી છે એવું હું માનતો નથી. રત્ન ઘણી વાર ખોટાં સાબિત થાય છે, પરંતુ સ્વાસ્થ્યને સ્વાસ્થ્ય સિવાય બીજું કશું કહી શકાય એમ નથી. અમે પાંચભૌતિક સભાના પાંચ ભૂતો મળીને અત્યાર સુધીમાં એક ફૂટી બદામનો સિદ્ધાંતે મેળવી શક્યા છીએ કે કેમ એ શંકા પડતી વાત છે, પરંતુ, તેમ છતાં જેટલી વાર અમારી સભા બેઠી છે તેટલી વાર અમે ખાલી હાથે પાછા ફર્યા છીએ પણ અમારા આખા મનમાં વેગપૂર્વક લોહી ફરવા માંડ્યું છે અને તેને કારણે અમે આનંદ અને આરોગ્ય પ્રાપ્ત કર્યાં છે એમાં લેશ પણ શંકા નથી.

કલકત્તાના કિલ્લાના મેદાનમાં મૂઠીમાં માય એટલુંયે ઘાસ થતું નથી. તોપણ એ બધી જમીન બિન-જરૂરી નથી. અમારી પાંચભૌતિક સભા પણ અમારા પાંચ જણનું કિલ્લાનું મેદાન છે, અહીં અમે સત્યનું ઘાસ મેળવવા આવતા નથી, સત્યનો આનંદ મેળવવા ભેગા મળીએ છીએ.

તેથી કરીને એ સભામાં કોઈ વાતની પૂરી મીમાંસા ન થાય તોપણ નુકસાન નથી, સત્યનો

થોડા અંશ મળે તો યે અમને ચાલે છે. એટલું જ નહિ, સત્યક્ષેત્રને ઊંડું ખોધા વગર તેના ઉપર થઈને હળવે પગલે ચાલ્યા જવું એ જ અમારો ઉદ્દેશ હોય છે.

બીજી એક દૃષ્ટિએ એક બીજી ઉપમા આપીશ તો વાત સ્પષ્ટ થશે. રોગને વખતે ડોકટરની દવા ગુણકારી હોય છે; પણ સગાંની સેવા ભારે આરામ આપનારી હોય છે. જર્મન પંડિતના પુસ્તકમાં તત્ત્વ-જ્ઞાનના જે બધા ચરમ નિર્ણયો આપેલા છે, તેને દવાની ટીકડી કહી શકાય, પણ તેમાં માનસિક શુશ્રૂષા નથી. પાંચભૌતિક સભામાં અમે જે રીતે સત્યની આલોચના કરીએ છીએ તેને ભલે રોગની ચિકિત્સા ન કહેવાય તેને રોગીની શુશ્રૂષા કહી શકાય

હવે વધુ ઉપમા નહિ વાપરું. એકંદરે વાત એટલી છે કે, તે દિવસે અમે ચાર બુદ્ધિમાનોએ ભેગા થઈને હાસ્ય સંબંધે જે વાત કરી હતી તેમાંની એકે છેવટનો બોલ નહોતી. જો છેવટના બોલ તરફ જવાનો પ્રયત્ન કરત તો વાર્તાલાપની સભાના નિયમનું ઉલ્લંઘન થાત

વાર્તાલાપની સભાનો એક મુખ્ય નિયમ એ હોય છે કે, સહજ રીતે અને ઝપાટાભેર આગળ વધવું એટલે કે માનસિક ચંક્રમણ કરવું. આપણને જો પગનાં તળિયાં ન હોત, અને પગ જો તીણા છેડા વાળા સળિયા જેવા હોત, તો ધરતીના પેટાળ તરફ ખૂબ ઊંડા ઊતરવામાં સગવડ થાત, પરંતુ એક ડગલું યે

આગળ વધવું મુશ્કેલ થઈ પડત. વાર્તાલાપની સભામાં આપણે જો દરેકે દરેક વાતના દરેકે દરેક ભાગના ઠેઠ તળિયા સુધી પહોંચવાનો પ્રયત્ન કરત તો એક જ ઠેકાણે એવા અસહાય ભાવે જડાઇ જાત કે પછી હરીફરી શકાય એમ રહેત નહિ. કોઈ કોઈ વાર એવું બને છે કે ચાલતાં ચાલતાં અચાનક કાદવમાં જઈ પડીએ છીએ; ત્યાં જ્યાં પગ મૂકીએ છીએ ત્યાં ઘૂંટણ સુધી ઊતરી જાય છે, ચાલવું મુશ્કેલ થઈ પડે છે. એવા વિષયો પણ હોય છે જેમાં ડગલે ને પગલે ગંભીરતા તરફ ઊંડા ઊતરવું પડે છે; વાતચીતને વખતે તે બધા અનિશ્ચિત સંદેહતરલ વિષયોમાં પગ ન મૂકવા એ જ સારું. એ બધી ભૂમિ હવા ખાવા માટે ફરનારાઓને ઉપયોગી નથી હોતી, પણ જેમનો ધંધો ખેતીનો હોય છે તેમને માટે જ સારી હોય છે.

ગમે તેમ હો, તે દિવસે અમે એકંદરે પ્રશ્ન એ ઉઠાવ્યો હતો કે, જેમ દુઃખનું રુદન તેમ સુખનું હાસ્ય હોય છે—પણ વચમાં કૌતુકનું હાસ્ય ક્યાંથી આવ્યું ? કૌતુક વસ્તુ કંઈક રહસ્યમય છે. પ્રાણીઓ પણ સુખ દુઃખનો અનુભવ કરે છે, પરંતુ કૌતુકનો અનુભવ કરતાં નથી. અલંકારશાસ્ત્રમાં જેટલા રસોનો ઉલ્લેખ આવે છે તે બધા જ રસો પ્રાણીઓના અપરિણત અપરિસ્ફુટ સાહિત્યમાં રહેલા છે, કેવળ હાસ્ય રસ જ નથી. કદાચ વાનરની પ્રકૃતિમાં એ રસનો

સહેજ આભાસ જોવામાં આવે છે. એમ કહી શકીએ, પણ વાનરની સાથે માણસને બીજી પણ ઘણી બાબતોમાં મળતાપણું છે.

જે અસંગત હોય તેનાથી માણસને દુઃખ થવું જોઈતું હતું, હસવું આવે એનો કંઈ અર્થ જ નથી. પાછળ ખુરસી ન હોય છતાં ખુરસી પર બેસું છું એમ માનીને બેસવા જતાં કોઈ જો ભોંય પર પડી જાય તો તેથી પ્રેક્ષકોએ સુખ અનુભવવાનું કોઈ પણ યુક્તિસંગત કારણ દેખાતું નથી. આવા એક ઉદાહરણમાં જ નહિ, કૌતુકમાત્રમાં એક એવી વસ્તુ રહેલી છે જેને લીધે માણસને સુખને બદલે દુઃખ થવું જોઈએ!

અમે વાત વાતમાં તે દિવસે આનું એક કારણ દર્શાવ્યું હતું. અમે કહ્યું હતું કે, કૌતુકનું હસવું અને આમોદનું હસવું એક જાતનું છે—બંને હાસ્યમાં જ એક પ્રકારની પ્રબળતા રહેલી છે. આથી અમને વહેમ આવ્યો હતો કે કદાચ આમોદ અને કૌતુક વચ્ચે કંઈક પ્રકૃતિગત સમાનતા હોવી જોઈએ; જો તે શોધી શકાય તો કૌતુકહાસ્યના રહસ્યનો ભેદ જાણવા મળે!

સાધારણ સુખ અને આમોદ બે વચ્ચે ભેદ છે. નિયમભંગમાં જે થોડી પીડા રહેલી છે, તે પીડા જો ન હોય તો આમોદ અનુભવી જ ન શકાય. આમોદ નિત્યનૈમિત્તિક સહજ નિયમ પ્રમાણે ચાલનારી વસ્તુ

નથી; એ તો કોઈ કોઈ વાર એક દિવસ પૂરતું ડોકિયું કરી જાય છે; તેમાં પ્રયાસની જરૂર પડે છે. તે પીડન અને પ્રયાસના સંઘર્ષથી મનમાં એક જાતની ઉત્તેજના જાગે છે, તે ઉત્તેજના જ આમોદનું મુખ્ય ઉપકરણ છે.

અમે કહ્યું હતું, કૌતુકમાં પણ નિયમભંગ-જનિત એક પ્રકારની પીડા રહેલી છે; તે પીડા વધુ પ્રમાણમાં ન થઈ જાય તો આપણા મનમાં જે એક પ્રકારની સુખકર ઉત્તેજના જગાડે છે, તે આકસ્મિક ઉત્તેજનાના આઘાતથી આપણે હસી પડીએ છીએ. જે સુસંગત હોય છે તે સનાતન નિયમને અનુસરતું હોય છે, જે અસંગત હોય છે તે તે ઘડીભરનો નિયમભંગ હોય છે. જ્યાં જે થવું જોઈએ ત્યાં તે થાય તો તેથી આપણા મનમાં કશી ઉત્તેજના જાગતી નથી, પણ અચાનક તે ન થાય અથવા કંઈ જુદું જ થાય તો તે આકસ્મિક ધીમા પીડનથી મન એક પ્રકારની વિશેષ ચેતના અનુભવીને સુખ પામે છે અને આપણે હસી પડીએ છીએ.

તે દિવસે અમે આટલે સુધી પહોંચ્યા હતા, એથી આગળ ગયા નહોતા. પણ તેનો અર્થ એવો નથી કે આગળ ન જવાય. હજી પણ કહેવાનું બાકી છે.

શ્રીમતી દીપ્તિએ પૂછ્યું છે કે, અમારો ચાર પંડિતોનો સિદ્ધાંત જો સાચો હોય તો ચાલતાં ચાલતાં સહેજ ઠેસ લાગે અથવા રસ્તે જતાં એકાએક સહેજ દુર્ગંધ આવે તો આપણને હસવું આવવું જોઈએ,

કંઈ નહિ તો યે ઉત્તેજનાજનિત સુખ થવું જોઈ એ.

આ પ્રશ્નથી અમારા નિર્ણયનું ખંડન થતું નથી, માત્ર તે મર્યાદિત બને છે. એ ઉપરથી માત્ર એટલું માલૂમ પડે છે કે, પીડનમાત્ર કૌતુકજનક ઉત્તેજના જગાડતું નથી; એથી હવે આપણે એ જોવાની જરૂર છે કે, કૌતુકપીડનનું વિશેષ ઉપકરણ શું છે.

જડ પ્રકૃતિમાં કરુણરસ પણ નથી તેમ હાસ્યરસ પણ નથી. કોઈ મોટો પથરો નાના પથરાને છૂંદી નાખે તોયે આપણી આંખમાં આંસુ આવતાં નથી, અને સપાટ ભૂમિ ઉપર ચાલતાં ચાલતાં એકાએક કશા મેળ વગરનો પર્વત જોવામાં આવે તેથી આપણને હસવું આવતું નથી. નદી, ઝરણાં, પર્વત, સમુદ્ર એ બધાંમાં કોઈ કોઈ વાર આકસ્મિક મેળનો અભાવ જોવામાં આવે છે, તે બાધાજનક, ચીડજનક, પીડાજનક હોઈ શકે, પણ ક્યાંય કૌતુકજનક હોતો નથી. સચેતન વસ્તુઓમાં મેળનો અભાવ હોય એ સિવાય કેવળ જડ વસ્તુ આપણને હસાવી શકતી નથી.

આમ કેમ છે, તે ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે, પરંતુ એનો વિચાર કરી જોવામાં દોષ નથી.

આપણી ભાષામાં કૌતુક અને કૌતૂહલ શબ્દના અર્થમાં મળતાપણું છે. સંસ્કૃત સાહિત્યમાં અનેક ઠેકાણે એક જ અર્થમાં વિકલ્પે બંને શબ્દો વપરાય છે. એ ઉપરથી હું એવું અનુમાન કાઢું છું કે કૌતૂહલ

વૃત્તિની સાથે કૌતુકને વિશેષ સંબંધ છે.

કૌતૂહલનું એક પ્રધાન અંગ નવીનતાની લાલસા છે. કૌતુકનું પણ એક પ્રધાન ઉપાદાન નવીનતા છે. અસંગત વસ્તુમાં જેવી તદ્દન વિશુદ્ધ નવીનતા હોય છે, તેવી સંગત વસ્તુમાં નથી હોતી.

પરંતુ સાચી અસંગતિ ઇચ્છાશક્તિની સાથે જોડાયેલી હોય છે, તે જડ પદાર્થોમાં નથી હોતી. મને જો સ્વચ્છ રસ્તે થઈને જતાં જતાં એકાએક દુર્ગંધ આવે તો હું ચોક્કસ એમ જાણું કે નજીકમાં ક્યાંક કોઈ એક જગ્યાએ દુર્ગંધ વસ્તુ છે એટલે આમ થયું; એમાં કોઈ પણ નિયમનો ભંગ નથી, એ અવશ્યંભાવી વસ્તુ છે. જડ પ્રકૃતિમાં જે જે કારણે જે બને છે તે સિવાય બીજું કશું બને એમ હોતું જ નથી, એ ચોક્કસ છે.

પરંતુ રસ્તે જતાં જતાં જો અચાનક મારા જોવામાં આવે કે કોઈ માન્ય વૃદ્ધ વ્યક્તિ નાચે છે, તો તે ખરેખર અસંગત લાગે; કારણ, તે અનિવાર્ય નિયમ અનુસાર નથી હોતું, આપણે વૃદ્ધ પાસે કદી એવા આચરણની અપેક્ષા રાખતા નથી, કારણ, તે ઇચ્છાશક્તિવાળો માણસ છે; તે ઇચ્છાપૂર્વક નાચે છે; તે જો ઇચ્છત તો નાચ્યા વગર રહી શકત. જડની ઇચ્છાપૂર્વક કશું થતું નથી, એટલા માટે જડની બાબતમાં કશું જ અસંગત કે કૌતુકજનક હોઈ શકતું નથી. એથી ઓચિંતી ઠેસ કે દુર્ગંધ હાસ્યજનક બનતી નથી. ચાનો

ચમચો જો નસીબયોગે ચાના પ્યાલામાંથી ખસી જઈને ખડિયાની શાહીમાં પડે તો તે ચમચાને માટે હાસ્યજનક નથી, કારણ, ગુરુત્વાકર્ષણના નિયમનું તે ઉલ્લંઘન કરી શકે એમ નથી; પણ બેધ્યાન લેખક જો પોતાનો ચાનો ચમચો ખડિયામાં બોળીને ચા પીવાનો પ્રયત્ન કરે તો તે કૌતુકનો વિષય બને ખરો. જેમ જડ વસ્તુમા ધર્મનીતિ નથી હોતી તેમ અસંગતિ પણ નથી હોતી. મનઃપદાર્થે પેસી જઈને જ્યાં દ્વિધા જગાડી હોય છે ત્યાં જ ઉચિત અને અનુચિત, સંગત અને અદ્ભુત એવો પ્રશ્ન ઊભો થાય છે.

કૌતૂહલ ઘણી વાર નિષ્ઠુર હોય છે; કૌતુકમાં પણ નિષ્ઠુરતા હોય છે. સિરાજુદ્દૌલા બે જણની દાઢી સામ-સામી બાંધીને બંનેના નાકમાં તપખીર ભરી દેતો એવી લોકવાયકા છે. બંને જણ છીંકવા માંડતા ત્યારે સિરાજુદ્દૌલાને ખૂબ ગંમત પડતી. આમાં અસંગતિ શામાં રહેલી છે? નાકમાં તપખીર ઘાલીએ એટલે છીંક આવવાની જ. પરંતુ અહીં પણ ઇચ્છાની સાથે કાર્યની અસંગતિ છે. જેમના નાકમાં તપખીર ઘાલવામાં આવે છે તેમની ઇચ્છા એવી નથી કે છીંક ખાવી, કારણ, છીંક ખાતાં જ તેમની દાઢી ઉપર અચાનક આંચકો આવવાનો, પરંતુ તેમ છતાં તેમણે છીંકવું જ પડે છે.

આ પ્રમાણે ઇચ્છા અને પરિસ્થિતિ વચ્ચેની

અસંગતિ, ઉદ્દેશ અને ઉપાય વચ્ચેની અસંગતિ, વચન અને કાર્ય વચ્ચેની અસંગતિ, એ બધામાં નિષ્ઠુરતા રહેલી છે. ઘણી વાર આપણે જેને હસીએ છીએ તે પોતાની સ્થિતિને હાસ્યનો વિષય માનતો નથી હોતો. એટલા માટે જ પાંચભૌતિક સભામાં વ્યોમે કહ્યું હતું કે કોમેડી અને ટ્રૅજેડી વચ્ચે કેવળ પીડાની માત્રાનો જ ભેદ છે. કોમેડીમાં જેટલી નિષ્ઠુરતા પ્રગટ થાય છે, તેટલાથી આપણને હસવું આવે છે, અને ટ્રૅજેડીમાં નિષ્ઠુરતા જેટલે સુધી જાય છે તેટલાથી આપણને આંસુ આવે છે. ગર્દભની આગળ અનેક ટાઈટીનિયા* અપૂર્વ મોહવશ થઈને પોતાની જાતનું સમર્પણ કરી દે છે તે માત્રાભેદે અને પાત્રભેદે મર્મભેદી શોકનું કારણ થઈ પડે છે.

અસંગતિ કોમેડીનો પણ વિષય છે, અસંગતિ ટ્રૅજેડીનો પણ વિષય છે. કોમેડીમાં પણ ઇચ્છાની સાથે સ્થિતિની અસંગતિ પ્રગટ થાય છે. ફૉલ્સ્ટાફ વિંડસરવાસિની રંગિણીના પ્રેમની લાલસાથી વિશ્વસ્ત ચિત્તે આગળ વધ્યો, પરંતુ હાલહવાલ થઈને બહાર આવ્યો; રામચંદ્ર જ્યારે રાવણનો વધ કરીને વનવાસ-ની પ્રતિજ્ઞા પૂરી કરીને, રાજ્યમાં પાછા આવીને દાંપત્યસુખના અંતિમ શિખરે પહોંચ્યા હતા ત્યાં એકાએક વિના મેઘે વજ્રાઘાત થયો, ગર્ભવતી સીતાને

* શેક્સપિયરના 'મિડસમર નાઇટ્સ ડ્રીમ'માંની પરી-રાણી.

વનમાં કાઢી મૂકવાની તેમને ફરજ પડી. બંને પ્રસંગોમાં આશાની સાથે ફળની, ઇચ્છાની સાથે સ્થિતિની અસંગતિ પ્રગટ થાય છે. એટલે સ્પષ્ટ માલૂમ પડે છે કે, અસંગતિ બે પ્રકારની છે, એક હાસ્યજનક અને બીજી દુ:ખજનક. ચીડજનક, વિસ્મયજનક અને રોષજનકને પણ અમે છેલ્લી કોટિમાં નાખીએ છીએ.

એનો અર્થ એ થયો કે, અસંગતિ જ્યારે આપણા મનના ઉપરના થરને આઘાત કરે છે ત્યારે જ આપણને કૌતુક થાય છે, ઊંડા થરને આઘાત કરે છે ત્યારે આપણને દુ:ખ થાય છે. શિકારી જ્યારે ઘણા વખત સુધી ખૂબ નિશાન તાકી તાકીને હંસ માનીને કોઈ દૂરના સફેદ પદાર્થ ઉપર ગોળી વરસાવે છે, અને દોડતો જઈને જુએ છે કે તે તો ફાટેલું કપડું છે ત્યારે તેની તે નિરાશાથી આપણને હસવું આવે છે; પણ કોઈ માણસ જેને પોતાના જીવનનો પરમ પદાર્થ માનીને એકાગ્રચિત્તે પૂરેપૂરા પુરુષાર્થપૂર્વક જીવનભર તેનું અનુસરણ કરે છે અને અંતે સફળ થઈને તેને હાથમાં લઈને જુએ છે તો તે કેવળ તુચ્છ પ્રવંચના માલૂમ પડે છે, ત્યારે તેની તે નિરાશાથી આપણું અંતઃકરણ વ્યથા પામે છે.

એકંદર વાત એમ છે કે, અસંગતિના તાર ધીમે ધીમે ચડાવતાં ચડાવતાં વિસ્મય ક્રમે ક્રમે હાસ્યમાં અને હાસ્ય ક્રમે ક્રમે અશ્રુજળમાં ફેરવાઈ જાય છે.

## ૧૩

# સૌંદર્ય સંબંધે સંતોષ

દીપ્તિ અને સ્રોતસ્વિની હાજર નહોતાં, માત્ર અમે ચાર જણ હતા.

સમીરે કહ્યું, જુઓ, પેલા દિવસની પેલી કૌતુક-હાસ્યની ચર્ચા સંબંધે મને એક વસ્તુ સૂઝી છે. મોટા ભાગનું કૌતુક આપણા મનમાં કોઈક એક અદ્ભુત ચિત્ર ખડું કરે છે અને તેને લીધે જ આપણને હસવું આવે છે. પરંતુ જેઓ સ્વભાવથી જ ચિત્ર જોઈ શકતા ન હોય, જેઓની બુદ્ધિ 'એબ્સ્ટ્રેક્ટ' (અમૂર્ત) વિષયમાં ફર્યા કરતી હોય તેમને કૌતુક એકાએક હલાવી શકતું નથી.

ક્ષિતિએ કહ્યું, પહેલું તો એ કે તારું કહેવું સ્પષ્ટ સમજાયું નથી, અને બીજું એકે એબ્સ્ટ્રેક્ટ શબ્દ અંગ્રેજી છે.

સમીરે કહ્યું, પહેલો દોષ દૂર કરવાનો પ્રયત્ન કરું છું. પણ બીજા દોષમાંથી ઊગરવાનો ઉપાય દેખાતો

નથી. આપ સમજુ છો તો એટલો દોષ નિભાવી લેજો. હું એમ કહેતો હતો કે જેઓ વસ્તુને સંપૂર્ણપણે બાદ રાખીને તેના ગુણને સહેલાઈથી ગ્રહણ કરી શકે છે તેઓ સ્વભાવથી જ હાસ્યરસિક હોતા નથી.

ક્ષિતિએ માથું ધુણાવીને કહ્યું, ઊંહું, હજી સ્પષ્ટ ન થયું.

સમીરે કહ્યું, એક દાખલો આપું. પહેલું જુઓ કે, આપણા સાહિત્યમાં કોઈ પણ સુંદરીનું વર્ણન કરતી વખતે કોઈ વ્યક્તિ વિશેષનું ચિત્ર દોરવા તરફ લક્ષ્ય હોતું નથી; સુમેરુ, દાડિમ્બ, કદંબ, બિંબ વગેરેમાંથી કેટલાક ગુણો અલગ પાડી લઈને તેની જ યાદી આપવામાં આવે છે, અને દરેકે દરેક સુંદરીમાં તેનું આરોપણ કરવામાં આવે છે. આપણે ચિત્રની પેઠે સ્પષ્ટ કરીને કશું જોતા નથી અને ચિત્ર આંકતા નથી, તેથી કૌતુકના એક પ્રધાન અંગથી આપણે વંચિત રહીએ છીએ. આપણાં પ્રાચીન કાવ્યોમાં પ્રશંસા કરવા માટે ગજેન્દ્રગમનની સાથે સુંદરીની ચાલની સરખામણી કરવામાં આવે છે. એ સરખામણી બીજા કોઈ દેશના સાહિત્યમાં જરૂર હાસ્યજનક ગણાત, પરંતુ આવી એક વિચિત્ર સરખામણી આપણા દેશમાં ઉત્પન્ન થઈ અને સામાન્ય લોકોમાં પ્રચલિત થઈ એનું કારણ શું ? એનું મુખ્ય કારણ એ છે કે, આપણા દેશના લોકો વસ્તુમાંથી તેનો ગુણ સહેલાઈથી અલગ

કરી લઈ શકે છે. ઇચ્છામાં આવે ત્યારે હાથીમાંથી આખો હાથી જ ઉડાવી દઈને ફક્ત તેનું મંદગમન જ કાઢી લઈ શકે છે, એટલે સોળ વર્ષની સુંદરીમાં જ્યારે ગજેન્દ્રગમનનું આરોપણુ કરે છે ત્યારે તે ગંજાવર પ્રાણીને બિલકુલ જોઈ જ શકતા નથી. જ્યારે કોઈ સુંદર વસ્તુની સુંદરતાનું વર્ણન કરવાનો કવિનો ઉદ્દેશ હોય છે ત્યારે સુંદર ઉપમા પસંદ કરવી આવશ્યક હોય છે; કારણુ, ઉપમાનો કેવળ સમાન અંશ જ નહીં બીજા અંશો પણુ આપણા મનમાં ઉદય પામ્યા વગર રહી શકતા નથી. તેથી કરીને હાથીની સૂંઢની સાથે સ્ત્રીના હાથપગની સરખામણી કરવી એ જેવી તેવી હિંમતનું કામ નથી. પરંતુ આપણા દેશના વાચકને એ સરખામણીથી હસવું ન આવ્યું. તેને ચીડ પણુ ન ચડી; તેનું કારણુ એ છે કે, હાથીની સૂંઢમાંથી ફક્ત તેની ગોળાઈ લઈ લઈને બીજું બધું આપણે છોડી દઈ શકીએ છીએ, આપણામાં એ આશ્ચર્યજનક શક્તિ છે. ગીધની સાથે કાનને શું સરખાપણું છે તે હું કહી શકું એમ નથી, મારામાં એટલી કલ્પનાશક્તિ નથી; પરંતુ સુંદર મુખની બંને બાજુએ બે ગીધો ઝૂલે છે એવી કલ્પના કરીને હસવું ન આવે એવી કલ્પનાશક્તિની જડતા પણુ મારામાં નથી. મને લાગે છે કે નવી કેળવણીને લીધે આપણી ન હસવાની સ્વાભાવિક શક્તિ વિકૃત બની જવાને કારણે જ આવી અનિષ્ટ

ઘટના બનવા પામે છે.

ક્ષિતિએ કહ્યું, આપણા દેશનાં કાવ્યોમાં નારીદેહના વર્ણનમાં જ્યાં ઉચ્ચતા કે ગોળતાનો ખ્યાલ આપવાની જરૂર હોય છે ત્યાં કવિઓએ અનાયાસે ગંભીર મુખે સુમેરુ અને મેદિનીનો ઉપયોગ કર્યો છે, તેનું કારણ એ છે કે, એબ્સ્ટ્રેક્ટના પ્રદેશમાં પ્રમાણનો વિચાર કરવાની જરૂર નથી હોતી; બળદની પીઠ ઉપરની ખાંધ પણ ઊંચી હોય છે, કાંચનજંઘાનું શિખર પણ ઊંચું છે; એટલે એબ્સ્ટ્રેક્ટ ઉચ્ચતાનો જ વિચાર કરીએ તો બળદની પીઠ ઉપરની ખાંધને કાંચનજંઘાની સાથે સરખાવી શકાય; પરંતુ જે હતભાગી કાંચનજંઘાની ઉપમા સાંભળતાં વેંત કલ્પના પટ ઉપર હિમાલયનું શિખર ચીતરાયેલું જોઈ શકે છે, જે બિચારો પર્વતના શિખરમાંથી દૂરથી કેવળ તેની ઉચ્ચતા લઈ લઈને બાકી બધું જ ઢાંકી દઈ શકતો નથી, તેને માટે એ બહુ મુશ્કેલ છે. ભાઈ સમીર, તારી આજની આ વાત મારા મનમાં બરાબર ઠસે છે, તેનો વિરોધ કરી શકતો નથી તે માટે અત્યંત દુ:ખ થાય છે.

વ્યોમે કહ્યું, વિરોધ કરવા જેવું કશું નથી એમ હું કહી શકતો નથી. સમીરનો મત સહેજ ફેરવીને રજૂ કરવાની જરૂર છે. મૂળ વાત એમ છે કે, આપણે અંતર્લોકમાં વિહરનારા છીએ. બહારની દુનિયા આપણી આગળ પ્રબળ નથી લાગતી. આપણે મનમાં જે વસ્તુ

ખડી કરીએ છીએ, તેનો જો બહારની દુનિયા વિરોધ કરે તો આપણે તે વિરોધને ગણકારતા જ નથી. જેમ ધૂમકેતુનું નાનકડું પૂંછડું કોઈ ગ્રહના માર્ગમાં આવી પડે તો તેના પૂંછડાને જ નુકસાન થાય છે, પરંતુ ગ્રહ બિનરોક અનાયાસે ચાલ્યો જાય છે, તે જ પ્રમાણે બહારની દુનિયા સાથે આપણા અંતર્લોકની રીતસરની અથડામણ કદી થતી જ નથી; થાય તો બહારની દુનિયાને જ હટી જવું પડે. જેમને મન હાથી અત્યંત પ્રત્યક્ષ પ્રબળ સત્ય હોય તેઓ ગજેન્દ્રગમનની ઉપમા જોતાં ગજેન્દ્રને બિલકુલ ઉડાવી દઈ ફક્ત ગમનને જ રાખી શકતા નથી. ગજેન્દ્ર પોતાનો વિપુલ દેહ વિસ્તારીને અટળ રીતે કાવ્યનો રસ્તો રોકીને ઊભો રહે છે. પરંતુ આપણી આગળ ગજ હોય કે ગજેન્દ્ર હોય, કશી વિસાતમાં નથી. તે આપણી નજરમાં એટલો બધો હાજરમાન નથી હોતો કે તેના ગમનને રાખવા ખાતર તેને સુધ્ધાં પોષવો પડે.

ક્ષિતિએ કહ્યું, આપણે અંતરમાં વાંસનો કિલ્લો બાંધીને તીતુમીરની * પેઠે બાહ્ય પ્રકૃતિના બધા 'ગોલા ખા ડાલા' — તેથી કરીને ગજેન્દ્ર શું કે સુમેરુ શું કે મેદિની શું, કશું જ આપણને હઠાવી શકતું નથી. કાવ્યમાં જ નહિ, જ્ઞાનના ક્ષેત્રમાં પણ આપણે બાહ્ય જગતને લેખામાં લેતા નથી. મને એક સાદો દાખલો યાદ આવે છે. આપણા સાત સ્વર જુદાં જુદાં પશુપક્ષીઓના

કંઠ સ્વર ઉપરથી આવેલા છે, એ સંબંધે આપણા ઉસ્તાદોના મનમાં હજી સુધી લેશ માત્ર સંદેહ જાગ્યો નથી, અને તેમ છતાં બાહ્ય જગતમાંથી હરરોજ તેનો વિરોધ આપણે કાને આવીને અથડાય છે. સ્વરમાળાનો પહેલો સ્વર ગધેડાના સૂરમાંથી ચોરી લીધેલો છે એવી પરમ આશ્ચર્યજનક કલ્પના શી રીતે કોઈ પણ સ્વર-જ્ઞાનવાળા માણસના મનમાં ઉત્પન્ન થઈ તે નક્કી કરવું આપણે માટે મુશ્કેલ છે.

વ્યોમે કહ્યું, ગ્રીકોને મન બાહ્ય જગત વરાળ કે ઝાંઝવાનાં જળ જેવું નહોતું, પ્રત્યક્ષ જીવતું જાગતું હતું, એટલે તેમને અત્યંત મહેનતપૂર્વક મનની સૃષ્ટિની સાથે બહારની સૃષ્ટિનો મેળ સાચવવો પડતો હતો. કોઈ પણ બાબતમાં પ્રમાણભંગ થતો તો બહારનું જગત પોતાનો ગજ લઈ ને તેમને ભોંઠા પાડતું. તેથી તેઓને પોતાનાં દેવદેવીઓની મૂર્તિ સુંદર અને સ્વાભાવિક બનાવવાની ફરજ પડી હતી, નહિ તો બાહ્ય સૃષ્ટિની સાથે તેમના મનની સૃષ્ટિને એક પ્રબળ અથડામણ થાત અને તેમની ભક્તિ અને આનંદમાં વિક્ષેપ પડત. આપણને એવી ચિંતા જ નથી. આપણે આપણા દેવની ગમે તેવી મૂર્તિ બનાવીએ તોયે આપણી કલ્પનાની સાથે અથવા બાહ્ય જગતની સાથે તેને કશો વિરોધ થતો નથી. મૂષિકવાહન ચતુર્ભુજ એકદંત લંબોદર ગજાનનની મૂર્તિ આપણને હાસ્યજનક લાગતી

નથી, કારણ, આપણે એ મૂર્તિને આપણા મનના ભાવપૂર્વક જોઈએ છીએ, બહારના જગત સાથે, આસપાસના સત્ય સાથે તેની તુલના કરતા નથી. કારણ, બહારનું જગત આપણે મન એટલું પ્રબળ નથી, પ્રત્યક્ષ સત્ય આપણે મન એટલું સુદૃઢ નથી, આપણે ગમે તે કોઈ ઉપલક્ષ્યનું અવલંબન લઈને પોતાના મનનો ભાવ જાગ્રત રાખી શકીએ છીએ.

સમીરે કહ્યું, જેને ઉપલક્ષ્ય બનાવીને આપણે પ્રેમ કે ભક્તિનો અનુભવ કે સાધના કરીએ છીએ, તે ઉપલક્ષ્યને સંપૂર્ણતા અથવા સ્વાભાવિકતાથી શણગારવાની આપણને જરૂર લાગતી નથી. આપણે સામે એકાદ બેડોળ મૂર્તિ જોઈને પણ મનથી તેને સુંદર અનુભવી શકીએ છીએ. માણસનો ઘનનીલ વર્ણ આપણને સ્વભાવથી સુંદર ન લાગતો હોય તોપણ ઘનનીલ વર્ણથી ચીતરેલી કૃષ્ણની મૂર્તિને સુંદર કલ્પવામાં આપણને સહેજ પણ મહેનત પડતી નથી. બાહ્ય જગતના આદર્શને જેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ઉડાવી દઈ શકતા નથી, તેઓ મનના સૌંદર્યને મૂર્તિ આપવા જતાં કદી પણ કોઈ પણ અસ્વાભાવિકતા કે અસૌંદર્યનો તેમાં સમાવેશ કરી શકતા નથી. ગ્રીકોની નજરને આ નીલ વર્ણ અત્યંત વધુ પ્રમાણમાં પીડાદાયક થઈ પડતો હતો.

વ્યોમે કહ્યું, આપણી ભારતવર્ષની પ્રકૃતિની આ

વિશેષતા ઉચ્ચ પ્રકારની કળાને અડચણરૂપ થઈ પડે, પરંતુ એમાં એક સગવડ પણ રહેલી છે. ભક્તિ, સ્નેહ, પ્રેમ એટલું જ નહિ, સૌંદર્યભોગને માટે પણ આપણે બહારની ગુલામી કરવી પડતી નથી, સગવડ કે તકની રાહ જોઈને બેસી રહેવું પડતું નથી. આપણા દેશમાં સ્ત્રી સ્વામીની દેવ તરીકે પૂજા કરે છે, પરંતુ તે ભક્તિભાવ જગાડવા માટે સ્વામીમાં દેવત્વ કે મહત્ત્વ હોવાની કંઈ જરૂર હોતી નથી; એટલું જ નહિ, ઘોર પશુત્વ હોય તોયે પૂજામાં વાંધો આવતો નથી. તેઓ એક તરફથી મનુષ્યભાવે સ્વામીને વઢી નિંદી શકે છે, અને બીજી તરફથી દેવભાવે પૂજા પણ કરે છે. એકને લીધે બીજું ઢંકાઈ જતું નથી. કારણ, આપણાં મનોજગતની સાથે બાહ્યજગતની અથડામણ તેવી પ્રબળ હોતી નથી.

સમીરે કહ્યું, માત્ર સ્વામીદેવ જ નહિ, પૌરાણિક દેવદેવીઓ વિષે પણ આપણા મનમાં આવા બે વિરોધી ભાવો હોય છે, તે બંને એકબીજાને હઠાવી શકતા નથી. આપણા દેવો વિષે જે બધી શાસ્ત્રકથાઓ અને લોકવાયકાઓ પ્રચલિત છે તેનો આપણી ધર્મબુદ્ધિના ઉચ્ચ આદર્શ સાથે મેળ ખાતો નથી, એટલું જ નહિ, આપણા સાહિત્યમાં, આપણા સંગીતમાં, એ બધી દેવનિંદાનો ઉલ્લેખ કરીને પુષ્કળ તિરસ્કાર અને પરિહાસ પણ કરવામાં આવેલો છે, પરંતુ આપણે દેવોની

મશ્કરી કે નિંદા કરીએ છીએ એટલે કંઈ ભક્તિ કરતા નથી એમ નથી. ગાય પશુ છે એમ જાણીએ છીએ, તેની બુદ્ધિ વિષે પણ કટાક્ષ કરીએ છીએ, તે જો ખેતરમાં પેસી જાય તો હાથમાં લાઠી લઈને તેને હાંકી પણ મૂકીએ છીએ, કોઢારામાં તેને ઘૂંટણપૂર છાણ-મૂતરના કાદવમાં ઊભી રાખીએ છીએ, પરંતુ ભગવતી કહીને તેની ભક્તિ કરતી વખતે આ બધી વાત આપણને યાદ પણ આવતી નથી.

ક્ષિતિએ કહ્યું, વળી જુઓ, આપણે હમેશાં બેસૂર માણસને ગધેડા સાથે સરખાવતા આવ્યા છીએ, અને તેમ છતાં કહીએ છીએ કે ગધેડાએ જ આપણને પહેલો સૂર આપ્યો છે. જ્યારે આ કહીએ છીએ ત્યારે પેલું યાદ રાખતા નથી અને પેલું કહીએ છીએ ત્યારે આ યાદ રાખતા નથી. આ આપણી એક વિશેષ શક્તિ છે એમાં શંકા નથી. પરંતુ એ વિશેષ શક્તિને લીધે વ્યોમે જે સગવડનો ઉલ્લેખ કર્યો છે તેને હું સગવડ માનતો નથી. કાલ્પનિક સૃષ્ટિ રચી શકીએ છીએ એટલે ધનપ્રાપ્તિ, જ્ઞાનપ્રાપ્તિ અને સૌંદર્યોપભોગ સંબંધે આપણામાં એક પ્રકારનો ઔદાસીન્યભર્યો સંતોષ જોવામાં આવે છે. આપણને ખાસ કશાની જરૂર લાગતી નથી. યુરોપના લોકો પોતાના વૈજ્ઞાનિક અનુમાનોને કઠોર પ્રમાણ દ્વારા હજાર વાર કસી જુએ છે છતાં તેમનો સંદેહ ટળતો નથી — આપણે મનમાં

મનમાં જો એકાદ ખાસો સુસંગત અને વ્યવસ્થિત મત ખડો કરી શકીએ તો પછી તેની સુસંગતિ અને સુંદરતા જ આપણે મન સર્વોત્કૃષ્ટ પ્રમાણ થઈ પડે છે, તેને બાહ્ય જગતમાં કસી જોવાની આપણને જરૂર લાગતી નથી. જેવું જ્ઞાનવૃત્તિનું તેવું જ હૃદયવૃત્તિનું. આપણે સૌંદર્યરસ કેળવવા માગીએ છીએ, પરંતુ તેટલા માટે અતિશય પ્રયત્નપૂર્વક મનના આદર્શને બહાર મૂર્તિમંત બનાવવાની આપણને જરૂર લાગતી નથી. જેવું તેવું કંઈક હોય તેટલાથી સંતોષ માનીએ છીએ, એટલું જ નહિ, આલંકારિક અત્યુક્તિને અનુસરીને એકાદ બેડોળ મૂર્તિ ખડી કરીએ છીએ અને તે કઢંગી, વરવી, વિચિત્ર વસ્તુને મનમાં ને મનમાં પોતાની ઇચ્છામાં આવે એવું રૂપ આપીને તેનાથી જ સંતોષ પામીએ છીએ; પોતાના દેવને, પોતાના સૌંદર્યના આદર્શને ખરેખર સુંદર બનાવવાનો પ્રયત્ન કરતા નથી. ભક્તિરસ કેળવવા માગીએ છીએ, પરંતુ સાચું ભક્તિનું પાત્ર શોધી કાઢવાની કશી જરૂર જોતા નથી. અપાત્રની ભક્તિ કરીને પણ આપણે સંતુષ્ટ રહીએ છીએ. એટલે જ આપણે કહીએ છીએ કે, ગુરુદેવ અમારા પૂજનીય છે, પણ એમ કહેતા નથી કે જેઓ પૂજનીય છે તેઓ અમારા ગુરુ છે. કદાચ એવું પણ બને કે ગુરુએ મારા કાનમાં જે મંત્ર આપ્યો હોય તેના અર્થની તેમને કશી જ ખબર ન

હોય, કદાચ ગુરુ મહારાજ મારા ખોટા મુકદ્દમામાં મુખ્ય ખોટા સાક્ષી હોય, તોપણ તેમની ચરણરજ માટે શિરોધાર્ય છે — આવો મત જો સ્વીકારી લઈએ તો ભક્તિને માટે ભક્તિપાત્ર વ્યક્તિ શોધવી પડતી નથી, અને ખાસી આરામથી ભક્તિ થઈ શકે છે.

સમીરે કહ્યું, શિક્ષણની અસરને લીધે આપણામાં આ બાબતમાં ફેર પડવા માંડયો છે. બંકિમનું કૃષ્ણચરિત્ર એનો એક દાખલો છે. બંકિમે કૃષ્ણની પૂજા કરવા અને કૃષ્ણભક્તિનો પ્રચાર કરવા પહેલાં કૃષ્ણને નિર્મળ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એટલું જ નહિ, કૃષ્ણના ચરિત્રમાં જે કંઈ અકુદરતી હતું તે પણ તેમણે છોડી દીધું છે. તેમણે કૃષ્ણને પોતાના ઊંચામાં ઊંચા આદર્શની પીઠિકા ઉપર પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમણે એવું નથી કહ્યું કે, દેવતાને કશાથી દોષ લાગતો નથી, તેજસ્વીને બધું માફ હોય છે. તેમણે એક નવા પ્રકારના અસંતોષની શરૂઆત કરી છે; તેમણે પૂજા આપવા પહેલાં ભારે પ્રયત્નપૂર્વક દેવતાની શોધ કરી છે; અને હાથ પાસે જે મળી ગયો તેને જ નમોનમઃ કરીને સંતોષ માન્યો નથી.

ક્ષિતિએ કહ્યું, એ અસંતોષ ન હોવાને કારણે ઘણા વખતથી આપણા સમાજમાં દેવતાને દેવતા થવાની, પૂજ્યને ઉન્નત થવાની, મૂર્તિને ભાવાનુરૂપ થવાની જરૂર

પડી નહોતી. બ્રાહ્મણને આપણે દેવતા માનીએ છીએ, એટલે વગર પ્રયત્ને તેને પૂજા મળ્યા કરે છે, અને આપણી પણ ભક્તિવૃત્તિ ખૂબ સહેલાઈથી ચરિતાર્થ થાય છે; સ્વામીને દેવ કહીએ એટલે સ્ત્રીની ભક્તિ પામવા માટે સ્વામીએ લેશ પણ લાયકાત મેળવવાની જરૂર રહેતી નથી, અને સ્ત્રીને પણ ખરેખરા ભક્તિને યોગ્ય સ્વામીના અભાવે અસંતોષ અનુભવવો પડતો નથી. સૌંદર્યનો અનુભવ કરવા માટે સુંદર વસ્તુની જરૂર નથી, ભક્તિ અર્પવા માટે ભક્તિભાજનની જરૂર નથી, એવા પરમ સંતોષની દશાને હું સગવડ માનતો નથી. એને લીધે કેવળ સમાજમાં દીનતા, શ્રીહીનતા અને અવનતિ પેદા થયા કરે છે. બાહ્ય જગતનો ઉત્તરોત્તર વિલોપ કરી દઈને મનોજગતને જ બધું પ્રાધાન્ય આપવા જતાં જે ડાળ ઉપર બેઠા છીએ તે ડાળ ઉપર જ કુહાડો માર્યા બરાબર થાય છે.

## ૧૪

# ભદ્રતાનો આદર્શ

સ્રોતસ્વિનીએ કહ્યું, જુઓ, ઘરમાં પ્રસંગ છે, તમે વ્યોમને જરા ભદ્રવેશ પહેરીને આવવાનું કહેજો.

આ સાંભળીને અમે બધા હસવા લાગ્યા. દીપ્તિએ જરા ચિડાઈને કહ્યું, ના, હસવાની વાત નથી; તમે વ્યોમને ચેતવતા નથી એટલે તે ભદ્રસમાજમાં આવો ગાંડાના જેવો વેશ પહેરે છે. આ બધી બાબતમાં જરા સામાજિક શાસન હોવાની જરૂર છે.

સમીરે વાતને ચગાવવાના હેતુથી પૂછ્યું, શા માટે જરૂર છે?

દીપ્તિએ કહ્યું, કાવ્યરાજ્યમાં જેમ કવિનું શાસન કડક હોય છે, કવિ જેમ છંદનું કોઈ પણ પ્રકારનું શૈથિલ્ય, પ્રાસની કોઈ પણ ત્રુટિ, શબ્દની કોઈ પણ કઠોરતા માફ કરતો નથી, તે જ પ્રમાણે આપણા આચારવહેવાર અને વસ્ત્રાભૂષણ સંબંધે સમાજપુરુષનું શાસન કડક હોવાની જરૂર છે, નહિ તો આખા સમાજનો છંદ, અને સૌંદર્ય કદી સચવાઈ શકે નહિ.

ક્ષિતિએ કહ્યું, વ્યોમ બિચારો જો માણસને બદલે શબ્દ હોત તો, હું ચોક્કસ કહી શકું છું કે, ભટ્ટિ-કાવ્યમાં પણ તેને સ્થાન મળત નહિ; તેને મુગ્ધબોધના સૂત્રનો આશરો લઈને રહેવું પડત એમાં શંકાને સ્થાન નથી.

મેં કહ્યું, સમાજને સુંદર, સુશિષ્ટ, સુશૃંખલ બનાવવો એ આપણા બધાનું જ કર્તવ્ય છે, એ વાત હું કબૂલ કરું છું, પરંતુ અન્યમનસ્ક વ્યોમ બિચારો તે કર્તવ્ય ભૂલી જઈને લાંબાં ડગલાં ભરતો જયારે ચાલ્યો જાય છે ત્યારે તે ખરાબ નથી લાગતો.

દીપ્તિએ કહ્યું, સારાં કપડાં પહેરે તો તે વધારે સારો લાગે.

ક્ષિતિએ કહ્યું, ખરું કહેજે જોઉં, સારાં કપડાં પહેરવાથી વ્યોમ સારો દેખાત? હાથીને જો બરાબર મોરનાં જેવાં પીંછાં ઊગે તો તેથી તેના સૌંદર્યમાં વધારો થાય ખરો? તેમ મોરને પણ હાથીની પૂંછડી શોભે નહિ. તેજ પ્રમાણે તમારા વ્યોમને સમીરનો પોશાક નહિ શોભે, અને સમીર જો વ્યોમનો પોશાક પહેરીને આવે તો તેને ઘરમાં ન પેસવા દેવાય.

સમીરે કહ્યું, મૂળ વાત એ છે કે, કપડાંલત્તાં કે આચારવહેવારનું સ્ખલન જ્યાં શિથિલતા, અજ્ઞાનતા અને જડતા સૂચવતું હોય ત્યાં જ ભૂંડું લાગે છે. એટલા માટે આપણો બંગાળી સમાજ આવો શ્રીહીન

છે. અભાગિયો જેમ સમાજ બહાર ગણાય છે તેમ બંગાળી સમાજ જાણે જગતસમાજની બહાર છે. હિંદુસ્તાની (ઉત્તર હિંદના વતની)ની સલામના જેવું બંગાળી પાસે કોઈ સર્વસાધારણ વંદન નથી. તેનું કારણ એ છે કે, બંગાળી માત્ર ઘરનો લાલ છે, કેવળ ગામનો માણસ છે; તેને માત્ર પોતાના ઘરના સંબંધની અને ગામના સંબંધની ખબર છે; સામાન્ય જગત સાથે તેને કશો સંબંધ નથી, એટલા માટે અપરિચિત સમાજમાં તેને કોઈ શિષ્ટાચારનો નિયમ જડતો નથી, એક હિંદુસ્તાની અંગ્રેજને હોય કે ચીનાને હોય, વિવેક બતાવવાનો પ્રસંગ આવતાં બધાને જ સલામ કરી શકે છે, આપણે એવે પ્રસંગે નમસ્કાર પણ કરી શકતા નથી, એવે પ્રસંગે આપણે જંગલી લાગીએ છીએ. બંગાળી સ્ત્રી પૂરતી ઢંકાયલી હોતી નથી, અને હમેશાં જ ઉઘાડી હોય છે, તેનું કારણ એ કે તે ઘરમાં જ રહે છે; એટલે જેઠ સસરા સાથે ઘરમાં પાળવાનો મલાજો તેનામાં પુષ્કળ પ્રમાણમાં હોય છે, પરંતુ સાધારણ ભદ્ર સમાજમાં પાળવાના મલાજા સંબંધે તેનામાં પૂરેપૂરી શિથિલતા જોવામાં આવે છે. શરીર ઉપર કપડું રાખવું કે ન રાખવું એ બાબતમાં બંગાળી પુરુષોમાં પણ પુષ્કળ બેપરવાઈ પ્રવર્તે છે. હમેશાં મોટા ભાગનો સમય સગાસંબંધીઓમાં ફરતા હોઈ ને એ બાબતમાં તેમના મનમાં એક

પ્રકારની બેપરવાઈ મૂળ ઘાલી બેઠી છે. આથી કરીને બંગાળીનાં કપડાંલત્તાં, અને આચારવહેવારમાં ચોક્કસ નિયમના અભાવે એક પ્રકારનું અપાર આળસ, શિથિલતા, સ્વેચ્છાચાર અને સ્વમાનનો અભાવ પ્રગટ થાય છે, એટલે એ ચોખ્ખું જંગલીપણું છે, એમાં કંઈ શંકા નથી.

મેં કહ્યું, પણ તેથી આપણે શરમાતા નથી. જેમ અમુક રોગમાં માણસ જે ખાય તે બધું શરીરમાં સાકર બની જાય છે, તેમ આપણા દેશનું સારું ખોટું બધું જ આશ્ચર્યજનક માનસિક વિકારને કારણે કેવળ આત્મ મિથ્યા અહંકારનો વિષય જ બની જાય છે. આપણે કહીએ છીએ કે, આપણી સભ્યતા આધ્યાત્મિક સભ્યતા છે, તેને કપડાંલત્તાં કે ખાવાપીવા સાથે કશો સંબંધ નથી, તેથી એ બધી જડ બાબતો પ્રત્યે આપણામાં આટલી બધી અનાસક્તિ હોય છે.

સમીરે કહ્યું, ઊંચામાં ઊંચી બાબતમાં હંમેશાં ધ્યાન સ્થિર રાખવાને કારણે હલકામાં હલકી બાબતોમાં જેઓને વિસ્મરણ કે ઉદાસીનતા આવી જાય છે, તેમની નિંદા કરવાનું કોઈને સૂઝતું પણ નથી. બધા જ સભ્ય સમાજોમાં માણસોનો એવો એક વર્ગ સમાજના વિરલ ઉચ્ચ શિખર ઉપર વસતો હોય છે. પ્રાચીન ભારતવર્ષમાં અધ્યયન અધ્યાપનશીલ બ્રાહ્મણ એ વર્ગમાં હતા; તેઓ ક્ષત્રિયો અને વૈશ્યોની પેઠે સાજશણગાર અને

કામકાજમાં મશગુલ રહે એવી કોઈ આશા રાખતું નહોતું. યુરોપમાં પણ એ વર્ગના માણસો હતા, આજે પણ ન્યૂટનના જેવા માણસ જો બિલકુલ અપ-ટુ-ડેટ સાંધ્યવેશ પહેર્યા વગર પણ કોઈ સમારંભમાં જાય અને લૌકિક વહેવારના બધા નિયમો અક્ષરે-અક્ષર ન પાળે તોયે સમાજ તેમને સજા કરતો નથી, તેમની મશ્કરી કરવાની પણ હિંમત કરતો નથી. બધા દેશમાં બધે વખતે મૂઠીભર મહાત્માઓ લોકસમાજમાં રહેવા છતાં સમાજની બહાર રહે છે, નહિ તો તેઓ કામ કરી શકતા નથી અને સમાજ પણ તેમની પાસે સામાજિક વહેવારરૂપી તુચ્છ કર માગતો નથી. પણ નવાઈની વાત એ છે કે, બંગાળ દેશમાં, માત્ર થોડા માણસો નહિ, આપણે આખા દેશના બધા જ માણસો બધા પ્રકારનું સ્વભાવવૈચિત્ર્ય ભૂલી જઈને તે સમાજા-તીત આધ્યાત્મિક શિખર ઉપર સહેલાઈથી ચડીને બેઠા છીએ. આપણે ઢીલાં ધોતિયાં અને અત્યંત ઢીલા વહેવારનિયમો ધારણ કરીને ખાસા આરામથી છુટ્ટી ભોગવીએ છીએ, આપણે ગમે તેમ રહીએ અને ગમે તેમ ચાલીએ તેમાં કોઈને પણ ટીકા કરવાનો અધિકાર નથી. કારણ, આપણે ઉત્તમ મધ્યમ અધમ બધા જ ટૂંકી પોતડી અને મેલી ચાદર પહેરીને નિર્ગુણ બ્રહ્મમાં લય પામવા માટે તૈયાર થઈને બેઠા છીએ.

એવામાં વ્યોમ તેનો મોટો દંડૂકો હાથમાં લઈને

આવી પહોંચ્યો. તેનો વેશ રોજ કરતાં પણ વધારે વિચિત્ર હતો; તેનું કારણ, આજે ઘરમાં પ્રસંગ છે એમ કહીને તે પોતાના રોજના પોશાક ઉપરાંત ચપકન જેવી કોઈ અનિર્દિષ્ટ આકૃતિની વસ્તુ ખાસ પહેરીને આવ્યો હતો; તેની આસપાસથી અંદરનાં ઢંગધડા વગરનાં કપડાંના છેડા ચોખ્ખા દેખાતા હતા; આ જોઈને હસવું રોકવું મુશ્કેલ થઈ પડયું અને દીસ અને સ્રોતસ્વિનીના મનમાં પુષ્કળ અવજ્ઞા પેદા થઈ.

વ્યોમે પૂછયું, તમારે શાને વિશે ચર્ચા ચાલે છે?

સમીરે અમારી ચર્ચાનો થોડો ભાગ ટૂંકમાં કહીને કહ્યું, આપણે આખા દેશના બધા જ માણસોએ વૈરાગ્યથી 'ભેખ' લીધો છે.

વ્યોમે કહ્યું, વૈરાગ્ય વગર કોઈ મોટું કામ થઈ જ શકતું નથી. તેજની સાથે જેમ છાયા, તેમ કર્મની સાથે વૈરાગ્ય સદા જોડાયેલો છે. જેનો જેટલા પ્રમાણમાં વૈરાગ્ય ઉપર અધિકાર હોય છે તે તેટલા પ્રમાણમાં દુનિયામાં કામ કરી શકે છે.

ક્ષિતિએ કહ્યું, તેટલા માટે જ દુનિયાભરના લોકો જ્યારે સુખની આશાથી હજારો જાતના પ્રયત્નોમાં મંડયા હતા, ત્યારે વૈરાગી ડાર્વિન સંસારના હજારો પ્રયત્નો છોડી દઈને માત્ર એવું સિદ્ધ કરવામાં મચી પડયા હતા કે માણસનો વડવો વાનર હતો. આ

માહિતી મેળવવા માટે ડાર્વિનને પુષ્કળ વૈરાગ્યસાધના કરવી પડી હતી.

વ્યોમે કહ્યું, અનેક આસક્તિઓમાંથી જો ગેરિબાલ્ડી પોતાને મુક્ત કરી ન શકત તો તે ઇટાલીને સ્વતંત્ર કરી ન શકત. જે પ્રજાઓ કર્મિષ્ઠ છે તેઓ જ સાચો વૈરાગ્ય સમજે છે. જેઓ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જીવન અને જીવનના બધા આરામને તુચ્છ ગણીને ધ્રુવપ્રદેશની હિમશીળી મૃત્યુશાળાનાં બરફરૂંધ્યાં મજબૂત બારણાં ઉપર વારંવાર ઘા કરવા દોડે છે, જેઓ ધર્મનો ફેલાવો કરવા માટે નરમાંસભક્ષક રાક્ષસોના દેશમાં જઈને કાયમનો દેશવટો ભોગવે છે, જેઓ માતૃભૂમિની હાકલ થતાં એક ક્ષણમાં ધનજનયૌવનની સુખશય્યા-માંથી બેઠા થઈ જઈને દુઃસહ દુઃખો અને અતિ નિષ્ઠુર મૃત્યુના મુખમાં ઝંપલાવી મૂકે છે, તેઓ જ જાણે છે કે ખરો વૈરાગ્ય કોને કહેવાય. અને આપણો આ કર્મહીન, શ્રીહીન, નિશ્ચેષ્ટ, નિર્જીવ વૈરાગ્ય તો કેવળ અધઃપતિત પ્રજાની મૂર્ચ્છાવસ્થા માત્ર છે, એ તો જડતા છે, એ અભિમાન લેવા જેવી વસ્તુ નથી.

ક્ષિતિએ કહ્યું, આપણી એ મૂર્ચ્છાવસ્થાને આપણે આધ્યાત્મિક ‘દશા’ પામવાની અવસ્થા માનીને પોતા પ્રત્યે પોતે જ ભક્તિથી વિહ્વળ બનીને બેઠા છીએ.

વ્યોમે કહ્યું, કામ કરનાર માણસે કામને અંગેના કઠણ નિયમો માનીને ચાલવું પડે છે, તેટલા માટે જ

તે પોતાના કર્મના નિયમ પાળવાને ખાતર સમાજના અનેક ગૌણ કર્તવ્યોની ઉપેક્ષા કરી શકે છે, પરંતુ જે માણસ કામ કરતો નથી. તેને એ અધિકાર હોતો નથી. જે માણસ ઝટપટ ઑફિસે જવા નીકળતો હોય તેની પાસે સમાજ સુદીર્ઘ સુસંપૂર્ણ શિષ્ટાલાપની આશા રાખતો નથી. અંગ્રેજ માળી જ્યારે શરીર ઉપરનું પહેરણ કાઢીને હાથની બાંયો ચડાવીને બાગનું કામ કરતો હોય છે ત્યારે તેને જોઈને તેની કુલીન શેઠાણીને શરમાવાનું કશું કારણ નથી, પરંતુ આપણે જ્યારે કશા કામ કે કાજ વગર, આખો દહાડો રાજ-માર્ગ પાસે પોતાનાં ઘરનાં બારણાં આગળ સ્થૂલ વર્તુલ ઉદરનું ઉદ્‌ઘાટન કરીને, ઘૂંટણ ઉપર ધોતિયું ચડાવી લઈને, બેવકૂફની પેઠે હુક્કો તાણીએ છીએ, ત્યારે આખી દુનિયા આગળ કયા મહાન વૈરાગ્યને નામે, કઈ ઉન્નત આધ્યાત્મિકતાને નામે, એ કુશ્રી બર્બરતા પ્રગટ કરીએ છીએ! જે વૈરાગ્યની સાથે કોઈ મહાન સચેષ્ટ સાધના જોડાયેલી હોતી નથી તે કેવળ અસભ્યતાનું જ બીજું નામ છે.

વ્યોમને મોઢે આ બધી વાત સાંભળીને સ્રોતસ્વિની નવાઈ પામી ગઈ. થોડી વાર મૂંગી રહી તે બોલી, આપણે બધા ભદ્રલોકો જ જ્યાં સુધી પોતાની ભદ્રતા જાળવવાનું કર્તવ્ય સદા સ્મરણમાં રાખી પોતે વેશમાં, વહેવારમાં, સ્થાનમાં પ્રત્યેક બાબતમાં સર્વ રીતે ભદ્ર

રહેવાનો પ્રયત્ન કરીશું નહિ ત્યાં સુધી આપણામાં સ્વમાન જાગવાનું નથી અને પારકા તરફથી સન્માન પામવાના નથી. આપણે પોતે જ પોતાની કિંમત ખૂબ ઘટાડી નાખી છે.

ક્ષિતિએ કહ્યું, તે કિંમત વધારવી હોય તો વેતન-વૃદ્ધિ કરવાની જરૂર છે, અને તે શેઠોના હાથની વાત છે.

દીપ્તિએ કહ્યું, વેતનવૃદ્ધિ નહિ, ચેતનવૃદ્ધિની જરૂર છે. આપણા દેશના ધનિકો પણ ન શોભે એ રીતે રહે છે તે કેવળ જડતા અને મૂઢતાને લીધે, ધનને અભાવે નહિ. જેની પાસે પૈસા છે તે એમ માને છે કે બે ઘોડાની ગાડી વગર તેનું ઐશ્વર્ય સાબિત નહિ થાય, પણ તેના અંતઃપુરમાં જઈએ તો માલૂમ પડે કે તે ભદ્ર માણસના કોઢારા માટે પણ નાલાયક હોય છે. અહંકારને માટે જે વસ્તુની જરૂર હોય તેના તરફ આપણું ધ્યાન હોય છે, પરંતુ સ્વમાનને માટે, સ્વાસ્થ્ય-શોભાને માટે જે જરૂરનું હોય છે તેને માટે આપણી પાસે પૈસા નથી હોતા. આપણી સ્ત્રીઓને એ વાતનો ખ્યાલ પણ આવતો નથી કે, સૌંદર્યવૃદ્ધિને માટે જેટલા અલંકારની જરૂર હોય છે તેના કરતાં વધારે પહેરીને ધનગર્વ પ્રગટ કરવા જવું એ ઇતરજનોચિત અભદ્રતા છે ને તે અહંકાર સંતોષવા માટે જોઈતા રૂપિયાની ખોટ નથી, પરંતુ આંગણું ભરીને ઉકરડો અને શયનખંડની

ભીંત ઉપરના તેલકાજળના લપેડા દૂર કરવાની તેમને લેશ પણ ઉતાવળ નથી. નાણુંનો અભાવ નથી, આપણા દેશમાં સાચી ભદ્રતાનો આદર્શ હજી પ્રતિષ્ઠિત થયો નથી.

સ્રોતસ્વિનીએ કહ્યું, તેનું મુખ્ય કારણ, આપણે આળસુ છીએ, એ છે. પૈસા હોય તેટલા માત્રથી જ મોટાઈ માણી શકાય છે, પૈસા ન હોય તોયે દેવું કરીને નવાબી કરી શકાય છે, પરંતુ ભદ્ર થવા માટે આળસ અને પ્રમાદને છોડવાં પડે છે, ઉન્નત સામાજિક આદર્શને ઉપયોગી થવા માટે પોતાની જાતને હમેશાં તૈયાર રાખવી પડે છે, નિયમનું પાલન કરીને સ્વાર્થ-ત્યાગ કરવો પડે છે.

ક્ષિતિએ કહ્યું, પણ આપણે માનીએ છીએ કે આપણે સ્વભાવે બાળક છીએ, એટલે અત્યંત સરળ છીએ ! ધૂળથી, કાદવથી, નગ્નતાથી, બધી જાતની નિયમ-હીનતાથી આપણે કંઈ શરમાવાનું નથી; આપણું બધું જ અકૃત્રિમ અને બધું જ આધ્યાત્મિક !

## ૧૫

# અપૂર્વ રામાયણ

ઘરમાં શુભ પ્રસંગ હતો, તેથી સાંજને પહોરે પાસેના મંચ ઉપરથી બારોવાં રાગિણીમાં નોબત વાગતી હતી. વ્યોમે ઘણી વાર સુધી આંખો મીંચી રાખીને એકાએક આંખો ઉઘાડીને બોલવા માંડ્યું :—

આપણી આ બધી દેશી રાગિણીઓમાં એક પ્રકારના પરિવ્યાપ્ત મૃત્યુ-શોકનો ભાવ રહેલો છે; સૂરો રડીરડીને કહે છે કે સંસારમાં કશું જ સ્થાયી રહેતું નથી. સંસારમાં બધું જ અસ્થાયી છે, એ વાત સંસારીને નવી નથી, પ્રિય પણ નથી; એ એક કઠોર અટલ સત્ય છે, પણ તેમ છતાં એ વાંસળીને મોઢે સાંભળીએ ત્યારે આટલું સારું કેમ લાગે છે ? કારણ, વાંસળી જગતના આ સૌથી કઠોર સત્યને સૌથી મધુર રીતે કહે છે, આપણને એમ લાગે છે કે મૃત્યુ આ રાગિણીની પેઠે સકરુણ છે એ ખરું પણ એ રાગિણીની પેઠે જ સુંદર પણ છે. જગતસંસારની છાતી ઉપર સૌથી મોટી જે શિલા પડેલી છે તેને પણ આ ગીતના

સૂર કોઈક મંત્રબળથી હલકી બનાવી દે છે. એક માણસની હૃદયગુફામાંથી નીકળી હોત તો જે વેદના ચિત્કારરૂપે ગાજી ઊઠત, રુદનરૂપે ફાટી નીકળત, તેને જ આખા જગતના મુખમાંથી જગાવીને વાંસળી આવી અગાધ કરુણાપૂર્ણ અને છતાં અત્યંત સાંત્વનામય રાગિણી સરજે છે.

દીપ્તિ અને સ્રોતસ્વિની અતિથિસત્કારનું કામ પતાવીને હજી હમણાં જ આવીને બેઠાં હતાં, એવામાં આજના આ શુભકાર્યના દિવસે વ્યોમને મોઢે મૃત્યુ સંબંધી ચર્ચા સાંભળીને અત્યંત ચિડાઈને ઊઠી ગયાં. વ્યોમ તેમની ચીડ સમજ્યા વગર જ અવિચળ અમ્લાન મુખે બોલ્યે ગયો, નોબત સરસ લાગતી હતી. તે દિવસે પછી અમે ઝાઝી ચર્ચા ન કરી.

વ્યોમે કહ્યું, આજની આ વાંસળી સાંભળતાં સાંભળતાં એક વાત મને ખાસ કરીને સૂઝે છે. દરેક કવિતામાં એક વિશેષ રસ હોય છે — અલંકાર શાસ્ત્રમાં જેને આદિ (શૃંગાર), કરુણ, શાંત વગેરે ભિન્ન ભિન્ન નામે ઓળખાવેલા છે — મને એમ સૂઝે છે કે જગતરચનાને જો કાવ્ય તરીકે જોવામાં આવે તો મૃત્યુ જ તેનો પ્રધાન રસ ગણાય, મૃત્યુએ જ તેને યથાર્થ કવિત્વ અર્પેલું છે. જો મૃત્યુ ન હોત, જગતમાં જ્યાં જે કંઈ હોય તે હમેશાં ત્યાં જ કશા પણ ફેરફાર વગર ઊભું રહેતું હોત, તો જગત એક ચિરસ્થાયી

સમાધિમંદિરના જેવું અત્યંત કઠોર અને અત્યંત અંધિયાર બની જાત. એ અનંત નિશ્ચલતાનો ચિરસ્થાયી ભાર ઉપાડવો પ્રાણીઓને ખૂબ મુશ્કેલ થઈ પડત. મૃત્યુએ એ અસ્તિત્વના ભીષણ ભારને હમેશાં હળવો બનાવી રાખ્યો છે, અને જગતને વિચરવા માટે અસીમ ક્ષેત્ર આપ્યું છે. જે દિશામાં મૃત્યુ છે તે દિશામાં જ જગતની અસીમતા છે. એક તો, જે પ્રત્યક્ષ હોય છે, જે મોજૂદ હોય છે, તે આપણને અત્યંત પ્રબળ લાગે છે, ઉપરાંત તે જ જો ચિરસ્થાયી હોત તો તેના એકહથ્થુ અત્યાચારનો કંઈ પાર ન રહેત. તો પછી તેના ઉપર અપીલ ક્યાં ચાલત? તો કોણ સૂચવત કે એની બહાર પણ અસીમતા રહેલી છે? મૃત્યુ જો અનંતને પોતાના ચિરપ્રવાહમાં સદા તણાતું ન રાખત તો તે અનંતનો ભાર આ જગત શી રીતે વહન કરત?

સમીરે કહ્યું, મરવું ન પડતું હોત તો જીવતા રહેવાની કંઈ કિંમત જ ન રહેત. આજે તો આખી દુનિયાના લોકો જેની અવગણના કરે છે તે પણ મૃત્યુ છે એ જ કારણે જીવનના ગૌરવથી ગૌરવાન્વિત હોય છે.

ક્ષિતિએ કહ્યું, એની મને બહુ ચિંતા નથી; મારો મત તો એવો છે કે મૃત્યુ ન હોત તો કોઈ પણ વિષયમાં ક્યાંય પૂર્ણવિરામ મૂકી શકાત નહિ, એ જ સૌથી મોટી ચિંતાનો વિષય છે. તે અવસ્થામાં વ્યોમ

જો અદ્વૈતતત્ત્વ વિષે ચર્ચા શરૂ કરત તો કોઈ હાથ જોડીને એમ કહી ન શકત કે હવે વખત નથી માટે બંધ કરો. મૃત્યુ ન હોત તો ફુરસદનો પાર ન હોત. આજે માણસ નિદાન સાત આઠ વરસની ઉંમરે ભણવાનું શરૂ કરી પચીસ વર્ષની ઉંમર સુધીમાં કૉલેજ ની ડિગ્રી લઈને અથવા ખાસો નાપાસ થઈને નિશ્ચિંત બને છે; પણ તે વખતે તો અમુક ઉંમરે શરૂ કરવાની પણ જરૂર ન રહેત અને અમુક ઉંમરે પૂરું કરવાની પણ ઉતાવળ ન રહેત. બધી જાતનાં કામકાજ અને જીવનયાત્રાનાં અલ્પવિરામ, અર્ધવિરામ, પૂર્ણવિરામ બિલકુલ ઊડી જાત.

વ્યોમ આ બધી વાત ઉપર પૂરતું ધ્યાન આપ્યા વગર પોતાના વિચારનો તંતુ પકડી બોલ્યે ગયો, આપણું સ્વર્ગ, આપણું પુણ્ય, આપણી અમરતા બધું મૃત્યુને પેલે પાર છે. પૃથ્વીમાં ન્યાય નથી, આપણે માનીએ છીએ કે સાચો ન્યાય મૃત્યુ પછી થાય છે : પૃથ્વી ઉપર અંતરની વાસના નિષ્ફળ જાય છે, આપણે આશા રાખીએ છીએ કે, સફળતા મૃત્યુરૂપી કલ્પતરુની નીચે હશે. જગતમાં બીજી બધી બાજુએ કઠોર, સ્થૂળ વસ્તુના ઢગલાઓ આપણા માનસિક આદર્શના માર્ગમાં અવરોધો નાખે છે, પણ જગતની જે સીમા ઉપર મૃત્યુ છે, જ્યાં બધી વસ્તુઓ અવસાન પામે છે, ત્યાં જ આપણી વહાલામાં વહાલી

પ્રબળમાં પ્રબળ ઇચ્છાને, આપણી સુંદરમાં સુંદર, પવિત્રમાં પવિત્ર કલ્પનાને કશાનો પ્રતિબંધ નથી. આપણા શિવ સ્મશાનવાસી છે — આપણો સર્વોચ્ચ મંગળનો આદર્શ મૃત્યુ-નિકેતનમાં વસે છે.

મુલતાન બારોવાં પૂરો કરીને સૂર્યાસ્ત કાળના સોનેરી અંધકારમાં નોબતમાં પૂરવી વાગવા માંડી. સમીરે કહ્યું, માણસે મૃત્યુની પાર કલ્પના-લોકમાં જે બધી આશા આકાંક્ષાઓને દેશવટો દઈ રાખ્યો છે, તે બધાં ચિરાશ્રુસજલ હૃદયોના ધનને વાંસળીના સૂર ફરી વાર મનુષ્યલોકમાં પાછાં લાવે છે. સાહિત્ય, સંગીત અને બધી લલિત કળાઓ મનુષ્ય હૃદયની બધી નિત્ય વસ્તુઓને આ જીવનમાં જ પ્રતિષ્ઠિત કરે છે. તેઓ કહે છે, પૃથ્વીને સ્વર્ગ, વાસ્તવને સુંદર અને ક્ષણિક જીવનને જ અમર માનવું પડશે. આપણા બધા પ્રેમને પૃથ્વીમાંથી સંકેલી લઈને મૃત્યુને પેલે પાર મોકલી દઈશું, કે આ પૃથ્વીમાં જ રાખીશું એને વિષે તકરાર ચાલે છે. વૈરાગ્યધર્મ કહે છે કે સાચા પ્રેમનું સ્થાન પરલોકમાં જ છે; સાહિત્ય અને લલિતકળા કહે છે કે આ લોકમાં જ અમે તેનું સ્થાન બતાવીએ છીએ.

ક્ષિતિએ કહ્યું, આ સંબંધમાં એક અપૂર્વ રામાયણની કથા કહીને હું આ સભા વિસર્જન કરવા માગું છું.

રાજા રામચંદ્ર—એટલે કે માણસ—પ્રીતિ નામની

સીતાને અનેક રાક્ષસોના હાથમાંથી બચાવી લાવીને પોતાની અયોધ્યા નગરીમાં પરમ સુખથી વાસ કરતા હતા. એવામાં કેટલાંક ધર્મશાસ્ત્રોએ ટોળે વળીને એ પ્રેમને નામે કલંક ફેલાવવા માંડ્યું. તેમણે કહ્યું, એમણે અનિત્ય પદાર્થો સાથે એકત્ર વાસ કર્યો હે એટલે એમનો ત્યાગ કરવો જોઈએ. ખરેખર અનિત્યના ઘરમાં પુરાયેલી હોવા છતાં એ દેવવંશી રાજકન્યાને કલંક સ્પર્શી શક્યું નહોતું એ વાત હવે કોણ સાબિત કરી આપે ? એક અગ્નિપરીક્ષા છે, તે તો થઈ ચૂકી છે — અગ્નિએ એને બાળી નાખવાને બદલે વધુ ઉજ્જવળ બનાવી હતી. તેમ છતાં શાસ્ત્રાની જ્ઞાનભંભેરણીને પરિણામે અંતે એ રાજાએ પ્રેમને એક દહાડો મૃત્યુ તમસાને તીરે દેશવટો દીધો. એ દરમિયાન મહાકવિ અને તેમના શિષ્યોના આશ્રયમાં રહીને એ અનાથ બાઈએ કુશ અને લવ, કાવ્ય અને લલિતકળા નામે જોડિયાં સંતાનને જન્મ આપ્યો. તે બંને બાળકો કવિ પાસે રાગરાગિણી શીખીને રાજસભામાં આજે પોતાની પરિત્યકતા જનનીની યશોગાથા ગાવા આવ્યા છે. એ તરુણ ગાયકોનું ગીત સાંભળીને વિરહી રાજાનું ચિત્ત વિહ્વળ અને તેની આંખો આંસુભીની થઈ ગઈ છે. હજી ઉત્તર કાંડ સંપૂર્ણ થયો નથી. હજી એ જોવાનું છે કે, જય કોનો થાય છે — ત્યાગપ્રચારક વૃદ્ધ વૈરાગ્ય ધર્મનો કે પ્રેમમંગળ-ગાયક બે અમર બાળકોનો.

૧૬

# વૈજ્ઞાનિક કુતૂહલ

વિજ્ઞાનની પ્રથમ ઉત્પત્તિ અને અંતિમ ધ્યેય વિશે વ્યોમ અને ક્ષિતિ વચ્ચે ભારે વિવાદ જામ્યો હતો. તેમાં વ્યોમે કહ્યું,—

જોકે આપણી કુતૂહલવૃત્તિમાંથી જ વિજ્ઞાનની ઉત્પત્તિ થયેલી છે, તેમ છતાં, મારી ખાતરી છે કે, આપણું કુતૂહલ ખરેખર વિજ્ઞાનની શોધમાં નીકળ્યું નહોતું; બલકે તેની આકાંક્ષા પૂરેપૂરી અવૈજ્ઞાનિક હતી. તે શોધવા ગયું હતું પારસમણિ, પણ શોધાયો કોઈ પ્રાચીન પ્રાણીનો જરી ગયેલો અંગૂઠો; તેને જોઈતો હતો અલાદીનનો જાદુઈ દીવો, અને મળી દીવાસળીની પેટી. કીમિયો મેળવવાનો તેનો મનસૂબો હતો, કેમિસ્ટ્રી તો વણમાગી મળી હતી; જ્યોતિષ વિદ્યા માટે તેણે આકાશભરમાં જાળ પાથરી હતી, પણ હાથમાં આવી ખગોળવિદ્યા. તે નિયમ નથી શોધતું, તે કાર્યકારણની સાંકળની નવી નવી કડીઓ ગણવા નથી માગતું; તે તો શોધે છે નિયમનો ભંગ; તેને એમ લાગે છે કે,

ક્યારેક અમુક જગ્યાએ પહોંચી ગયા પછી એકાએક તેને ખબર પડશે કે ત્યાં કાર્યકારણની અનંત પુનરુક્તિ નથી. તેને જોઈએ છે અભૂતપૂર્વ નવીનતા — પરંતુ વૃદ્ધ વિજ્ઞાન મૂંગું મૂંગું તેની પાછળ પાછળ આવીને તેની બધી નવીનતાને પુરાતન બનાવી દે છે, તેના ઈન્દ્રધનુને ત્રણધારા કાચમાંથી પ્રતિફલિત થયેલી વર્ણમાળાનું પરિવર્ધિત સંસ્કરણ અને પૃથ્વીની ગતિને પાકું તાડફળ પડવાની કોટિની પુરવાર કરે છે.

જે નિયમ આપણી ધૂળની રજકણમાં છે તે જ એકનો એક નિયમ અનંત આકાશ અને અનંતકાળમાં સર્વત્ર વ્યાપેલો છે; એ શોધ વિષે આપણે આજકાલ આનંદ અને આશ્ચર્ય પ્રગટ કરતા હોઈએ છીએ. પરંતુ એ આનંદ અને એ આશ્ચર્ય માણસને ખરેખર સ્વાભાવિક નથી; તેણે અનંત આકાશમાં જ્યોતિષ્કરાજ્યમાં જ્યારે સંશોધનદૂતને મોકલ્યો હતો, ત્યારે તેને એવી ભારે આશા હતી કે, તે જ્યોતિર્મય અંધકારમય ધામમાં ધૂળના રજકણનો નિયમ નહિ હોય, ત્યાં તો અતિશય આશ્ચર્યજનક કોઈ એક સ્વર્ગીય અનિયમનો ઉત્સવ મચેલો હશે; પરંતુ હવે તેને ખબર પડે છે કે, પેલા સૂર્ય ચંદ્ર, ગ્રહનક્ષત્ર, પેલું સપ્તર્ષિમંડળ, પેલી અશ્વિની, ભરણી, કૃત્તિકા આપણી આ ધૂળની રજકણનાં જ મોટાંનાનાં ભાઈબહેન છે. એ નવીન માહિતી મળી તેના ઉપર આપણે આનંદ પ્રગટ કરીએ છીએ તે

આપણી એક નવી કૃત્રિમ ટેવ છે, એ આપણી મૂળ પ્રકૃતિમાં રહેલી વસ્તુ નથી.

સમીરે કહ્યું, એ વાત કંઈ ખોટી નથી. પારસમણિ અને અલાદીનના દીવા પ્રત્યે દરેકે દરેક પ્રકૃતિસ્થ માણસને એક પ્રકારનું ગૂઢ આકર્ષણ હોય છે. નાનપણમાં મેં કથામાળામાં એક વાર્તા વાંચી હતી કે, કોઈ ખેડૂત મરતી વખતે પોતાના પુત્રને કહી ગયો હતો કે અમુક ખેતરમાં હું તારે માટે ગુપ્ત ધન મૂકી જાઉં છું. તેને બિચારાને પુષ્કળ ખોદવા છતાં ગુપ્ત ધન મળ્યું નહિ. પણ ખૂબ ખોદાવાને કારણે તે જમીનમાં એટલું બધું અનાજ પાક્યું કે તેને કોઈ વાતની મણા ન રહી. બાળક–પ્રકૃતિના દરેકે દરેક બાળકને આ વાત વાંચીને દુઃખ થાય છે. ખેતી કરીને તો આખી દુનિયાભરના બધા જ ખેડૂતો અનાજ મેળવે છે, પણ ગુપ્તધન ગુપ્ત હોવાને કારણે જ પામી શકતા નથી; તે વિશ્વવ્યાપી નિયમનો એક વ્યભિચાર છે, તે આકસ્મિક છે, એટલા માટે જ માણસ તેની આટલી બધી વધારે ઇચ્છા રાખે છે; કથામાળા ગમે તે કહેતી હોય, પેલા ખેડૂતના દીકરાએ પોતાના બાપ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી નહોતી એમાં શંકા નથી. વૈજ્ઞાનિક નિયમો પ્રત્યે અવજ્ઞા માણસને કેટલી બધી સ્વાભાવિક છે તેના પુરાવા આપણને રોજ રોજ મળ્યા કરે છે. જે ડૉક્ટર કુશળ ચિકિત્સાથી અનેક રોગીઓને સાજા કરતો હોય છે

તેને વિષે આપણે એમ કહીએ છીએ કે એના "હાથને જશ" છે; વૈદક શાસ્ત્રમાં કહેલી ચિકિત્સાના નિયમ અનુસાર ડૉકટર રોગ સારા કરે છે એટલાથી આપણા મનને સંતોષ થતો નથી; તેમાં સાધારણ નિયમના અપવાદરૂપ કોઈ એક રહસ્યનું આરોપણ કરીએ છીએ ત્યારે આપણને સંતોષ થાય છે.

મેં કહ્યું, તેનું કારણ એ છે કે, નિયમ અનંત કાળ અને અનંત દેશમાં ફેલાયેલો હોવા છતાં તે પોતાની આંકેલી રેખામાંથી અણુમાત્ર પણ આઘોપાછો જઈ શકતો નથી, તેટલા માટે જ તે નિયમ કહેવાય છે અને તેટલા માટે જ તે માણસની કલ્પનાને પીડાદાયક થઈ પડે છે. શાસ્ત્ર અનુસાર થતી ચિકિત્સા પાસે આપણે ઝાઝી આશા રાખી શકતા નથી, એવા પણ રોગો હોય છે જે ચિકિત્સાને અસાધ્ય હોય છે; પરંતુ હજી:સુધી "હાથજશ" નામના એક રહસ્યમય વ્યાપારની ચોક્કસ સીમા અંકાઈ નથી; એટલા માટે તે આપણી આશાને, આપણી કલ્પનાને ક્યાંય કઠણ બાધારૂપ થઈ પડતી નથી. એટલા માટે જ ડાકટરની દવા કરતાં અવધૂતની ઔષધિનું આકર્ષણ વધારે હોય છે. તેનો ગુણ કેટલો લાગે એ વિષે આપણી અપેક્ષાને કોઈ મર્યાદા નથી. માણસનો અનુભવ જેમ જેમ વધતો જાય છે, અમોઘ નિયમની લોખંડી દીવાલ સાથે તે જેમ જેમ ભટકાતો જાય છે, તેમ તેમ તે પોતાની

સ્વાભાવિક અનંત આશાને મર્યાદા બાંધતો જાય છે, કુતૂહલવૃત્તિની સ્વાભાવિક નવીનતાની આકાંક્ષા ઉપર અંકુશ મૂકતો જાય છે, નિયમને રાજપદે પ્રતિષ્ઠિત કરે છે અને શરૂઆતમાં અનિચ્છાએ અને પાછળથી ટેવને લીધે તેના પ્રત્યે એક પ્રકારની રાજભક્તિ જગાડે છે.

વ્યોમે કહ્યું, પરંતુ એ ભક્તિ સાચી અંતરની ભક્તિ નથી હોતી, તે તો કામ કઢાવી લેવા પૂરતી ભક્તિ હોય છે. જ્યારે પૂરેપૂરી ખાતરીપૂર્વક ખબર પડે છે કે, જગતનું કામ અફર નિયમે બંધાયેલું છે, ત્યારે આપોઆપ જ પેટની લાયને કારણે તેની આગળ ગરદન ઝુકાવવી પડે છે;—પછી વિજ્ઞાનની બહાર અનિશ્ચયના હાથમાં પોતાની જાતને સોંપી દેવાની હિંમત ચાલતી નથી. પછી માદળિયાં, ધાગા, મંતરેલું પાણી વગેરેનો આશરો લેવો પડે છે ત્યારે ઇલેક્ટ્રિસિટી, મેગ્નેટિઝમ, હિપ્નોટિઝમ વગેરે વિજ્ઞાનની બનાવટી છાપ બતાવીને પોતાની જાતને ફોસલાવવી પડે છે. આપણને નિયમ કરતાં અનિયમ વધારે ગમે છે તેનું એક મૂળ કારણ છે. આપણા પોતામાં એક જગ્યાએ આપણે નિયમનો ભંગ જોઈએ છીએ. આપણી ઇચ્છા-શક્તિ બધા નિયમોથી પર છે—તે સ્વાધીન છે; કંઈ નહિ તોયે આપણને એમ લાગે છે. આપણી અંતર-પ્રકૃતિમાં રહેલી તે સ્વાધીનતાનો જોટો બાહ્ય પ્રકૃતિમાં અનુભવવામાં સ્વાભાવિક રીતે જ આપણને

આનંદ આવે છે. ઇચ્છા પ્રત્યે ઇચ્છાનું આકર્ષણ અત્યંત પ્રબળ હોય છે; ઇચ્છાપૂર્વક જે દાન આપણને મળે છે, તે દાન આપણને વધારે પ્રિય લાગે છે; સેવા ગમે તેટલી મળે પણ તેની સાથે ઇચ્છા ભળેલી ન હોય તો તે આપણને રુચિકર લાગતી નથી, તેથી જ્યારે આપણે એમ જાણતા હતા કે ઇન્દ્ર આપણને વરસાદ આપે છે, મરુત આપણને વાયુ પૂરો પાડે છે, અગ્નિ આપણને તેજ આપે છે, ત્યારે તે જ્ઞાનમાં આપણે એક પ્રકારની આંતરિક તૃપ્તિ અનુભવતા હતા; આજે આપણે જાણીએ છીએ કે, તડકો, વરસાદ પવન એ બધામાં ઇચ્છા અનિચ્છા જેવું કંઈ છે જ નહિ, તેઓ યોગ્ય અયોગ્ય, પ્રિય અપ્રિયનો વિચાર કર્યા વગર સરખી રીતે નિયમસર કામ કરે છે; આકાશમાં જળના કણ ઠંડી હવાના સંસર્ગમાં આવતાં ઘન થઈ જાય એટલે તરત જ સાધુના પવિત્ર મસ્તક ઉપર વરસીને શરદી કરવાના, અને અસાધુના કોળાના માંડવાને પાણી સીંચતાં પણ અચકાવાના નહિ; વિજ્ઞાનનો અભ્યાસ કરતાં કરતાં આપણે આ વસ્તુથી ધીમે ધીમે ટેવાઈ જઈએ છીએ, પરંતુ, ખરું જોતાં એ આપણને ગમતું જ નથી.

મેં કહ્યું, પહેલાં આપણે જ્યાં સ્વાધીન ઇચ્છાનું કર્તૃત્વ માનતા હતા, ત્યાં અત્યારે નિયમનું આંધળું શાસન જોવામાં આવે છે, તેથી વિજ્ઞાનનો અભ્યાસ

કરવાને પરિણામે જગત, નિરાનંદ અને ઇચ્છાના સંબંધ વગરનું લાગે છે. પરંતુ ઇચ્છા અને આનંદ જ્યાં સુધી આપણા અંતરમાં મોજૂદ છે, ત્યાં સુધી જગતના અંતરતર અંતરતમ સ્થાને તે પ્રતિષ્ઠિત છે એવું ન જાણીએ તો આપણી અંતરતમ પ્રકૃતિ પ્રત્યે વ્યભિચાર કર્યો ગણાય. આપણામાં બધા વિશ્વનિયમોનો એક અપવાદ રહેલો છે, તેનો એક મૂળ નમૂનો દુનિયામાં ક્યાંય નથી, એવું આપણો અંતરાત્મા કબૂલ કરવા માગતો નથી. એથી કરીને આપણી ઇચ્છા કોઈ વિશ્વ ઇચ્છાની, આપણો પ્રેમ કોઈ વિશ્વ પ્રેમની ગૂઢ અપેક્ષા રાખ્યા વગર રહી શકતાં નથી.

સમીરે કહ્યું, જડ પ્રકૃતિમાં સર્વત્ર જ નિયમની દીવાલ ચીન દેશની દીવાલ કરતાં મજબૂત, પહોળી અને ગગનચુંબી હોય છે; અચાનક માનવપ્રકૃતિમાં એક નાનું સરખું છિદ્ર જડી આવ્યું છે, ત્યાં આંખ ગોઠવીને જ આપણે એક આશ્ચર્યજનક શોધ કરી છે, આપણે જોયું છે કે દીવાલની પેલી મેર એક અનંત અનિયમ રહેલો છે; આ છિદ્રને માર્ગે થઈને આપણે તેના સંબંધમાં આવી શકીએ છીએ : ત્યાંથી જ બધું સૌંદર્ય, સ્વાધીનતા, પ્રેમ અને આનંદ વહીને આવે છે. તેથી એ સૌંદર્યને અને પ્રેમને કોઈ વિજ્ઞાનનો નિયમ બાંધી શકતો નથી.

એટલામાં સ્રોતસ્વિનીએ અંદર આવીને સમીરને

કહ્યું, પેલે દહાડે દીપ્તિની પિયાનો વગાડવાની સ્વર-લિપિની ચોપડી તમે આટલી બધી શોધતા હતા, તેની શી દશા થઈ છે, ખબર છે?

સમીરે કહ્યું, ના.

સ્રોતસ્વિનીએ કહ્યું, રાતે ઉંદરે તેને કરડીને કચી કચી કરી નાખીને પિયાનોના તારમાં વેરી મૂકી છે. આવું વગર ફોગટનું નુકસાન કરવાનો શો ઉદ્દેશ હોઈ શકે!

સમીરે કહ્યું, તે ઉંદર ઉંદરવંશમાં એક ખાસ શક્તિશાળી વૈજ્ઞાનિક હોવો જોઈએ. પુષ્કળ શોધખોળને અંતે તે વાજાની ચોપડીને અને વાજાના તારને કંઈક સંબંધ છે એવું અનુમાન કાઢી શક્યો છે. હવે આખી રાત પ્રયોગ ચલાવે છે. વિચિત્ર ઐકયતાનપૂર્ણ સંગીત-નું આશ્ચર્યજનક રહસ્ય પામવાનો પ્રયત્ન કરે છે. તીક્ષ્ણ દંતાગ્રો વડે વાજાની ચોપડીનું વારંવાર વિશ્લેષણ કરે છે, પિયાનોના તાર સાથે તેને જુદી જુદી રીતે એકત્ર કરી જુએ છે. હમણાં એણે વાજાની ચોપડી કાતરવાની શરૂઆત કરી છે, ધીમે ધીમે વાજાના તાર કાતરશે, લાકડું કાતરશે, વાજામાં સેંકડો છિદ્રો પાડી તે છિદ્રમાં પોતાની સૂક્ષ્મ નાસિકા અને ચંચળ કુતૂહલનો પ્રવેશ કરાવી દેશે—અને એ દરમિયાન સંગીત પણ ઉત્તરોત્તર દૂર ને દૂર જતું જશે! મારા મનમાં એવો એક વિચાર આવે છે કે આ ઇન્દુરકુલ-

તિલકે જે ઉપાય લીધો છે તેને લીધે તાર અને કાગળના ઉપાદાન વિષે નવી શોધ થઈ શકે, પરંતુ કાગળને ને તારને સાચો સબંધ શો છે તે લાખ વરસે પણ શોધાશે ખરું? આખરે સંશયપરાયણ નવપંથી ઊંદરોના મનમાં શું એવો વિતર્ક પેદા નહિ થાય કે, કાગળ કેવળ કાગળ છે, અને તાર કેવળ તાર છે; કોઈ જ્ઞાનવાન જીવે એ બંને વચ્ચે એક આનંદજનક ઉદ્દેશનો સંબંધ બાંધેલો છે એ તો કેવળ ઘરડા ઊંદરોનો ખોટો વહેમ છે; એ વહેમનું માત્ર એટલું એક શુભ પરિણામ જોવામાં આવે છે કે, તેની પ્રેરણાથી શોધમાં પ્રવૃત્ત થવાને લીધે તાર અને કાગળની ઓછી-વત્તી કઠણતા વિષે પુષ્કળ પ્રયોગો થયા છે.

પરંતુ કોઈ કોઈ દિવસ દરમાં ઊંડે ઊતરીને દંતચાલન કાર્યમાં રોકાયેલા હોઈએ છીએ ત્યારે મહીં મહીંથી અપૂર્વ સંગીત ધ્વનિ કર્ણકુહરમાં પ્રવેશ કરે છે અને અંતઃકરણને ક્ષણભર મોહાવિષ્ટ બનાવી દે છે. એ શું હશે?

(બં. સં. ૧૨૯૯–૧૩૦૩)

# નોંધ

પૃ. ૧૭૪ : પં. ૧૮

**તીતુમીર :** વહાબી પંથનો મુસલમાન. બંગાળના ચોવીસ પરગણાના હયદરપુર ગામમાં ઈ. સ. ૧૭૮૨ માં જન્મ. પહેલાં એ કલકત્તાની આસપાસના કોઈ કોઈ જમીનદારને ત્યાં પહેલવાન કે લાઠિયાલ તરીકે કામ કરતો અને દંગાફિસાદમાં અને તોફાનમાં ઘણે ભાગે સંડોવાયેલો રહેતો એટલે તે કારણે એને સજા પણ થઈ હતી. ૧૮૩૧માં એણે બળવો પોકાર્યો હતો. બારાસતનો મૅજિસ્ટ્રેટ લશ્કર લઇને એની સામો ગયો હતો, પણ તેને હાર ખાઈને પાછા ફરવું પડ્યું હતું. આથી કુલાઈ જઈને તીતુએ વાંસનો કિલ્લો બનાવ્યો, તેમાં હથિયારો ભેગાં કર્યાં અને પોતાને બાદશાહ કહેવડાવવા માંડયો. આ વાત લૉર્ડ બેન્ટિકને કાને પહોંચતાં તેણે ગોરું લશ્કર મોકલ્યું. એ લશ્કરે પહેલાં તોપના ખાલી બાર કર્યા એટલે તીતુમીરે પોતાના સાથીઓને કહ્યું કે ગોળા તો હું ખાઈ ગયો. પણ પછી સાચેસાચ તોપ દાગવામાં આવી અને તીતુમિયાં મરણ પામ્યો. એના સાથીઓ ભાગી ગયા.